ચેતના પ્રેરણા અને તેજસ્વિતા
પ્રાણવાન સાહિત્ય અને કળા
જ્ઞાન સંસ્કાર ને ચારિત્ર્ય તથા
જ્વલંત આદર્શોની ધગશભર્યું
**જુવાનોનું માનીતું માસિક**



વરસના રૂ. ૭ : પરદેશના રૂ. સાત
કુમાર કાર્યાલય : રાયપુર અમદાવાદ

 

 

# કિરીટ

## અને બીજી વાતો




કુમાર કાર્યાલય રાયપુર અમદાવાદ

ઈ. ૧૯૨૮ ૧ રૂપિયો





# વાંચો તે પહેલાં

આ પુસ્તક વિષે કેટલીક હકીકત જાહેર કરવાની જરૂરત છે. ગુજરાતી ભાષામાં સ્વતંત્ર ટૂંકી વાર્તાઓ ને નવલકથાઓનું સાહિત્ય હજુ થતું આવે છે એ વખતે કુમાર વયને રૂચતી અને એ વયનાં વિચાર, ભાવના કે અભિલાષો રજુ કરતી સ્વતંત્ર વાતો મેળવવાનું કેટલું મુશ્કેલ છે એ સાહિત્યના કોઈ પણ અભ્યાસીને સહજ સમજાશે. જોકે એ જાતની વાતો લખવાનું વાતાવરણ, છુટીછુટી સામગ્રી અને વિધવિધ પ્રસંગો આપણા દેશમાં પુષ્કળ મળી શકે એમ છે; પરંતુ આપણી હાલની કેળવણીના પ્રતાપે નાગરિક જીવનની બહાર ભાગ્યે જ રસ લઇ શકે એવી મનોદશા પ્રજાએ પ્રાપ્ત કરી છે, એટલે લેખક-વર્ગનો મોટો ભાગ ગૃહજીવનનાં, લગ્નભાવનાનાં કે ચવાઇ ગએલા પ્રચલિત સામાજિક પ્રશ્નોનાં આછાં અર્ધસ્પષ્ટ આલેખનોમાં જ પર્યાપ્ત માનતો દેખાય છે. બેચાર અગ્રગણ્ય લેખકોએ નવો ચીલો પાડવાનું શરૂ કર્યું છે, પણ એમણે પોતાનો લેખનપ્રદેશ હજુ મોટી ઉમરનાં વાચકો પુરતો જ પસંદ કર્યો છે.

આમ ઉગતી પ્રજાના માનસને જીવનનાં નવાં નવાં દર્શનો કરાવે એવી કથાઓ અને વાર્તાઓની મોટી ઉણપ અમને પહેલેથી જ લાગ્યા કરી હોવાથી નછુટકે સારા માલના થોડા

નમુના બહારથી આયાત કરી તેમની આગળ મુકવાની ફરજ પડેલી. પરિણામે આ પુસ્તકમાં ચુંટાએલી બધી જ વાર્તાઓ અનુવાદો કે અનુકરણો જ છે; પણ એ ભાવિ લેખકોને નવી દિશાઓ માટે નમુના રૂપ થઇ પડશે તો એ સાર્થક થઇ ગણાશે. ગુજરાત અને હિંદુસ્તાનમાં સાહસો, અજાયબીઓ, સંકટો અને વિચિત્રતાઓથી ભરેલા કિસ્સાઓ, શોધનારને પાર વિનાના મળે એમ છે; માત્ર તેનો ઉંડો અભ્યાસ અને નિરીક્ષણ કરી જીવંત વાર્તાસાહિત્ય ઉપજાવનારા લેખકો નથી. પરંતુ અમને આશા છે કે આવો બીજો સંગ્રહ બહાર પાડવાની વેળાએ થોડી પણ સ્વતંત્ર અને દેશજ વાતાવરણ તથા ઊર્મિભરી વાર્તાઓ યુવાનો ને વિદ્યાર્થીઓ પાસેથી મળી આવશે.

કિરીટની લાંબી વાર્તા ‘ કુમાર ’માં શરૂ થઇ ત્યારથી જ સૌને પ્રિય થઇ પડી હતી. પ્રાણીજીવનની એ વિશિષ્ટ વાર્તા ભાઇ રવિશંકર પંડિતનાં ચિત્રો સાથે આ પુસ્તકમાં આખી યે પ્રસિદ્ધ થએલી જોઇ વાચકો તેને સત્કારશે એવી અમારી ખાતરી છે. એ સુંદર કથાનો અનુવાદ કરવાની રજા આપવા માટે એના મુળ લેખક શ્રી ધનગોપાલ મુકરજીના અમે ઋણી છીએ.

એ વાર્તાને સચોટ ને સ્વાભાવિક ગુજરાતીમાં ઉતારવાનો તથા આ પુસ્તકમાંની બીજી વાર્તાઓના સંપાદનકાર્યનો યશ, ‘ કુમાર ’નાં રૂપરંગ અને લેખો તથા ચિત્રોની સુવ્યવસ્થા પાછળ સતત ને એકધારૂં ધ્યાન આપનાર ‘ કુમાર ’ના સહતંત્રી ભાઇ બચુભાઇ રાવતને ઘટે છે.

ભાઇ અનંત પંડયા અને ઉપેન્દ્ર ભટ્ટે વાર્તાસાહિત્ય ખુબ પચાવ્યું છે. પોતાની વૅકેશનો દરમિયાન વારંવાર ‘ કુમાર ’ માટે સરસ વાર્તાઓ વીણી કાઢી તેનાં જે સ્વતંત્ર અનુકરણો તેમણે

ઉપજાવ્યાં છે એ જોઇ કોઇપણ કહી શકે કે એમનામાં વાર્તા લખવાની હથોટી ઠીક ઉતરી છે, ને ધારે તો નવી વાર્તાઓ પણ ઘડી શકે. એ આશા વ્યર્થ નહિ જાય એમ અમે માનીએ છીએ.

શાળા અને સ્કાઉટિંગમાં વિદ્યાર્થીજીવનના સતત સહવાસ તથા નિરીક્ષણને લીધે ભાઈ ગજાનન ભટ્ટ, તથા દરિયાઇ જીવનને લગતા ધંધામાં પડેલા અમારા વિદ્વાન મિત્ર 'સુકાની' બંને, પોતે અંગ્રેજી ઉપરથી ઉતારેલી વાર્તાઓમાં પણ લગભગ સ્વતંત્ર વિધાન કરવા જેટલી જ શક્તિઓ દાખવે છે.

પોતાની લાક્ષણિક કૃતિઓથી 'કુમાર'ના વાચકોના ચિર પરિચિત થઇ ગએલા ભાઇ દેશળજી પરમાર અને રવિશંકર પંડિત તો 'કુમાર'ના અંગભૂત મિત્રો છે; એટલે આ પુસ્તકમાં એમનો હિસ્સો હોય એમાં નવાઇ જ નહિ. 'કુમાર' ઉપર એમનું ઋણ હમેશાં રહેવાનું જ. ર. મ. શ.



# ક્રમ



# વનરાજનું હૈયું

ગંગાધર અને મહાવીરની મિત્રાચારી કંઇક ન સમજાય તેવી ને વિચિત્ર હતી;—એકતરફી જ કહીએ તો ચાલે. કોઇ હેતાળ પિતા પોતાના એકના એક લાડકવાયા પુત્રને જેટલી વત્સલતા અને ઉમળકાથી ઉછેરે એટલા જ પ્રેમથી પોતે ઉછેરેલા સિંહને ગંગાધર ચાહતો. પણ છેક બચપણથી પોતાની સતત સંભાળ રાખનાર અને અત્યંત પ્રેમપુર્વક ઉછેરનાર ને કેળવનાર એ રક્ષકને માટે, એ ભવ્ય કેશવાળી અને ગંભીર પ્રશાન્ત આંખોવાળા વૃદ્ધ મહાવીરને કશી પણ લાગણી હોય એમ જણાતું નહિ.

મહાવીર એ 'ભાગીરથી સરકસ'માં જુનામાં જુનું પ્રાણી હતું. ગામેગામ મુસાફરી કરતાં રેલવેનાં વૅગનોમાં પુરાઇ રહ્યા કરીને, માથું પાકી જાય એવા પાંજરાંના ખડખડાટો અને આંચકા ખમીખમીને અને સરકસના મુકામ વખતે છેક પાછલા અંધારા ભાગમાં ગોંધાઇ રહેવાને લીધે, તેનો સ્વભાવ અત્યંત ચીડિયો ને ખરાબ થઈ ગયો હતો. ગંગાધર તેને આટઆટલું ચાહતો, છતાં સૌને લાગતું કે ખેલ કરતી વખતે મહાવીર હમેશાં ચીંગો ને હઠીલો જણાતો.

કોઈકોઈવાર તે વૃદ્ધ ને વિચક્ષણ સિંહ પોતાના કેળવનાર ઉસ્તાદ અને રક્ષક ગંગાધર ઉપર ચીડાઈને હુમલો પણ કરી લેતો અને તેના કોટની બાંય કે ચાળ ચીરી નાખતો. પણ છતાં યે ગંગાધર તો લેશમાત્ર ગરમ થયા વિના હેતથી ગળી જતા ચહેરે બોલતો, ‘આજે મહાવીર જરા ચીડાયો લાગે છે. એ તો ઉપરઉપરથી આમ કરે એટલું જ; બાકી ખેલ તો બરાબર કરે છે. કોઈ વાર એ આમ મને ઉઝરડી લે છે; પણ મને એની કશી ય ખટક નથી.’

બીજા ખેલાડીઓ આ સાંભળીને કટાક્ષમાં ગંગાધરની મશ્કરી કરતા. કેમકે તેઓ જાણતા કે આમ ઉઝરડા કરવા એ તો મહાવીરનું હમેશનું કામ હતું. તેના એ લોખંડી પંજાના તીણા નહોરને જરાજરા ઘસી કાઢી બુઠ્ઠા કરી નાખવામાં આવ્યા હતા, છતાં ગગાધરના કોટની બાંયની પેઠે કોઈ પણ માણસનાં હાડચામ એ ધારે તો સહેલાઈથી ચીરી છુટાં કરી શકે તેમ હતું.

સરકસના જાપાની જાદુગરો, પોર્ટુગીઝ બૅન્ડવાળા, હાથ-ચાલાકીના ખેલ કરનારા ચીનાઓ, શીખ અને ગુરખા પહેલ-વાનો તથા બીજા એવા અનેક ચિત્રવિચિત્ર નોકરોમાં, હિંસક પશુઓને હેળવનાર અને કેળવનાર આ ગંગાધર—ઉત્તર હિંદનો વતની અને એક વખતનો પ્રખ્યાત સરકસમાલેક—મહીને માત્ર દોઢસોના પગારથી કામ કરતો. લોખંડી સળિયાના એ મોટા ચક્કરમાં મહાવીર ઉપરાંત તેના હાથ તળે કામ કરતાં, બીજાં પણ પ્રાણીઓ હતાં. તેમાં એક દેખીતો બિલાડી જેવા સ્વભાવનો, પણ વખત આવ્યે મહાકાળ જેવો ભયંકર, સંગ્રામ નામનો બંગાળી વાઘ હતો; એક નાનું રમુજી ફુંછડાંવાળું જંબુ

નામનું રીંછ હતું, તે સાઇકલ ચલાવતું; અને એક દગલબાજ જાતિનો ગણાતો ભયાનક અને અગ્નિ સમી આંખોવાળો, ક્રોધી, કાળા રંગનો ભૈરવ નામનો દીપડો હતો.

આવાં પ્રાણીઓને સરકસમાં કામ કરતાં જોવાં એ કમકમાટી ઉપજાવે એવું હતું. વૃદ્ધ ગંભીર સિંહને, લોખંડના સળિયાના વર્તુલમાંથી કુદવા જેવા નજીવા કામમાં પોતાનું ગૌરવ શા માટે ખોવું તે ન સમજાતું, અને એમ ખોવા તે ઇચ્છતો પણ નહિ. હિમાલયની તળેટીના કોઇ ધાડા જંગલનો રાજા થઇ શક્યો હોત એવો સંગ્રામ, સરકસમાં થીગડાં મારેલો પોશાક પહેરેલા જાડા માણસ સાથે કુસ્તી કરવાનો ઢોંગ કરવા નાખુશ હતો; અને અંગારા જેવી આંખો તથા તીણા સફેદ નહોરવાળો, જોરથી પુંછડી પછાડતો ઘુરકતો, અને વિજળીના દીવા તથા બૅન્ડના અવાજથી ભડકતો ભૈરવ આ ગુલામીમાં જીવન વીતાવવા લેશમાત્ર ઇચ્છતો નહિ.

માત્ર નાનકડા જંબુને પોતાના ભાગ્ય સામે કશી ફરિયાદ નહોતી. તે જન્મથી જ રમતિયાળ ને ખેલાડી હતું. તેને સાઇકલ ચલાવવી ગમતી, અને કામ પુરૂં થઇ રહે ગંગાધર પાસેથી એક પતાસું ઇનામ તરીકે તેને મળતું તે લેતાંલેતાં તો એ ખુશ થઇ જતું. નહોતું ગમતું તેને માત્ર પેલાં ભયંકર પ્રાણીઓ જોડે લોખંડી ચક્કરમાં કામ કરવું. એ પ્રાણીઓનો તેને હમેશાં ડર લાગતો, ને ખેલ કરવા માટે પાંજરાંમાં ઉતરતાં પહેલાં તે હમેશાં અચકાતું.

卐

ગંગાધરનો પગાર સામાન્યરીતે ઠીક ગણાય; છતાં તેની પાસે પાઇ બચતી નહિ. મુસાફરીમાં બહુ ખર્ચ થતું, અને તે

ઉપરાંત પોતાનાં માંસાહારી પ્રાણીઓ માટે તે અંગત નાણાં-માંથી પણ ખાનગી ખર્ચ કરતો. સારાં કપડાંમાં તેની પાસે માત્ર તે ખેલ કરતી વેળા પહેરતો તે કાળા રેશમનો જરી વાળો પોષાક જ હતો. અને તેમાં પણ બાંહ્ય આગળ તથા ચાળ ઉપર વિચિત્ર છતાં સુઘડ થીગડાં મારેલાં હતા, તે તેની સાથે ખેલ કરતાં પ્રાણીઓની ભયંકરતાનો ખ્યાલ આપતાં. એવા જ ઉઝરડા ને ઘાના જખમ તેના શરીર પર પણ હતા.

ખેલ સિવાયના વખતમાં પણ તે ભાગ્યે જ સરકસની બહાર જતો. જ્યારે જુઓ ત્યારે જુદાંજુદાં પાંજરાંના સળિયા વચ્ચેથી માંસના નાનાંનાના ટુકડા અંદર નાખતો અને પોતાના પ્રિય મહાવીર સાથે એકલોએકલો વાતો કરતો તે ઝાડના છાંયામાં બેઠો હોય. રીંછ તો ભાગ્યે જ તેની સાથે હોય. તે આખા સરકસના ખેલાડીઓ અને નોકરોનું હેવાયું. એટલે એનો આખો દિવસ કોઇની રાવટીના ખુણામાં કે કોઇ ઝાડ તળે પ્રેક્ષકે ફેંકેલાં ફળ ચાવવામાં જતો.

સરકસ લખનૌથી ઉપડી ફરતુંફરતું હમણાં જ મીરત આવ્યું હતું. એવામાં અચાનક મહાવીર માંદો પડ્યો. સૌને લાગ્યું કે એ ઘરડો સિંહ જીવનથી કંટાળીને હવે મરવા જ પડ્યો હતો. પાંજરાના છેક પાછળના ભાગમાં, તે માંદો અને દુઃખી સિંહ કંટાળા અને બેપરવાઇભરી રીતે પડ્યો રહેતો. ગંગાધરની આજીજીભરી વિનવણીઓ કે તેણે પ્રેમપૂર્વક નાખેલા માંસના ટુકડા તરફ તે નજર સરખી પણ ન નાખતો. સરકસના દાક્તરે કહ્યું કે મહાવીર નહિ જીવે. પણ ગંગાધરને જબરી શ્રદ્ધા હતી. તે દૃઢતાથી કહેતો કે હું એને જીવાડવાનો છું અને એ જીવવાનો છે.

પાંચ દિવસ અને પાંચ રાત સુધી અખંડ બેઠકે બેસી રહીને તેણે મહાવીર આગળ જાણે પ્રેમનું તપ કર્યું. એ પાંજરૂં છોડતો જ નહિ, સિવાય કે સંગ્રામ, ભૈરવ અને જંબુના ખેલો કરવા રાત્રે તેને જવું પડતું એ જ. નિર્ભયપણે એ મહાવીરના પાંજરામા જતો, તેના કંટાળાભર્યા ગંભીર ઘુરકાટને લેશમાત્ર ગણકાર્યા વિના તેની પાસે જઇ તેના શરીર પર હાથ ફેરવતો, તેની કેશવાળીમાં આંગળાં ભેરવી તેની ગુંચ કાઢતો, તાવથી સુકાતી તેની જીભ પાણી વડે થોડીથોડી વારે ભીંજવતો, અને તેની સ્થિર આંખો પર બેસતી માખીઓને પંખા વડે ઉડાડતો. ફાટચાંતુટચાં થીગડાંવાળાં કપડાંમાં દયાજનક દેખાતો એ ડોસો, મરણપથારીએ પડેલા બાળકની સુશ્રુષા કરતી માતાના જેટલી વત્સલતાથી પોતાના વહાલા સિંહની ચાકરી કરતો, અને કદિકદિ એ વનરાજને રીઝવવા કરકરે અવાજે તેની સાથે વાતો કરતો.

અંતે ખરેખર મહાવીર જીવ્યો. હઠીલા છતાં પ્રેમને અધીન તેના સ્વભાવે તેને માંદગીમાંથી ઉઠાડ્યો. પરંતુ પહેલાં કરતાં બમણો ચીડિયો, હઠીલો અને ક્રોધી થઇને તે ઉઠ્યો. તેનો એ ક્રોધ જંગલી પશુની ક્રૂરતા કરતાં માંદા માણસના ચીંગાપણા જેવો હતો. ખેલ કરતાંકરતાં પણ તે ઘુરક્યા કરતો.

પણ ગંગાધર તો તેની સાથે હમેશાં હસ્યા જ કરતો. ખેલ કરતી વખતે પણ તે પોતાની સાથે માત્ર એક ચાબુક જ રાખતો. આ એક જ તેના બચાવનું સાધન હતું. હસતાંહસતાં એ ચાબુક અડાડી કહેતો, ' મહાવીર, વો પીપ પે ચડ જાઓ. સમાલો, દેખ કે પૈર ઠહરાઓ. મેરે પે ગુસ્સે હોનેમેં કુચ્છ હરજા નહિ. મંય જાનતા હું તુમકો હાંત હય. '

એક બાજુ બિલાડીની પેઠે ધીમુંધીમું ઘુરકતો અને દાનવ-ની પેઠે કુદકો મારતો, વિકરાળ બંગાળી વાઘ સંગ્રામ, ખેલ કરવાના પીંજરામાં પોતાની જગ્યાએ બેઠોબેઠો પીળી, ચળકતી, લાગણીહીન આંખે ગંગાધરની હીલચાલ નિરખ્યા કરતો. બીજી બાજુ કાળો દીપડો ભૈરવ પણ પીળી સોના જેવી અને અરધી મીચેલી ભયાનક આંખે, ધીમેધીમે પુંછડી હલાવતો તેને નિરખી રહેતો.

એ બંધ પાંજરામાં ગંગાધર પાસે હથિયારમાં માત્ર એક ચાબુક જ હોવા છતાં, હજી સુધી આ ભયંકર પ્રાણીઓમાંથી કોઇ તેની સામે કેમ થયું નહોતું એ એક કોયડો જ હતો. કદાચ તેઓ એની નિર્ભયતાથી ભય પામતા હશે. સામાના હૈયાની નિર્ભયતા પારખી જવામાં વન્ય પશુઓની શક્તિ અજબ હોય છે. તેઓનાં પોતાનાં જીવન ભય ઉપર રચાએલાં હોય છે, ભયથી ઘેરાએલાં હોય છે અને ભયમાં જ પુરાં થાય છે. કોઇ નિર્ભયને જોઇ તેઓ ભય પામે છે. ખરી વાત ગમે તે હોય, પણ આ તો ગંગાધરનો અભિપ્રાય છે.

સંગ્રામ ને ભૈરવ તેનાથી દબાએલા જ રહેતા. માત્ર મહા-વીર જ હમેશાં તેનો વિરોધ કરતો, ઘુરકતો, ખેલ કરવામાં હઠ પકડતો ને કદિક પોતાના ઉસ્તાદ પર કુદવાનો અને પંજો મારવાનો યત્ન પણ કરી લેતો.

卐

આખું અઠવાડિયું અસહ્ય ગરમી પડી હતી. તંબુની બહારનું મેદાન સખત ગરમીમાં ધીકી ઉઠયું હતું અને આગની જીભ જેવી વરાળો કાઢતું હતું. બપોર નમીને સાંજ પડવા આવી તો યે ગરીબડી પૃથ્વી પરથી સૂર્યદેવનો રોષ ઓછો થયો લાગતો

નહોતો. પવનની આશાએ બફાઇ ગએલા વાતાવરણમાંથી રાવટી બહાર નીકળેલા ખેલાડીઓ પરસેવે નીતરતા આમતેમ નિષ્ફળ દૃષ્ટિ ફેંકતા હતા. તાપની અકળામણમાં તેમના સ્વભાવ ચીડિયા થઈ ગયા હતા ને વાતવાતમાં તેઓ છેડાઇ પડતા હતા.

પશુઓ પણ ઓછાં નહોતાં અકળાયાં. મોટાં ઘેરાં રૂંછડાં વાળું ગરીબડું રીંછ જોરથી હાંફતું ઝુંફતું એક ઝાડ નીચે ભીની ધુળમાં પડયું હતું. આ ગરમીથી પોતાનાં વહાલાં પશુઓને બચાવવા ગંગાધર પોતાથી બનતું કરતો હતો. વાળાની ત્રણ ટટ્ટીઓ મંગાવી પાંજરાં પર ટાંગી તે પાણી છાંટયા જ કરતો હતો અને એ અસ્વસ્થ પ્રાણીઓને આરામ આપવા મથતો હતો.

અઠવાડિયાના છેલ્લા ત્રણ દિવસ તો આ ગરમી જાણે ભઠ્ઠીની વરાળો હોય તેમ કેવળ અસહ્ય બની રહી. બળબળતું વાતાવરણ એટલું તો ગમગીન, વાજિંત્રના સ્થિર અને ખેંચી રાખેલા તાર જેવું બેચેની ઉપજાવનારૂં બની રહ્યું હતું કે એ તાર ક્યારે તુટશે, અને તે સાથે શું અનિષ્ટ બનશે એવી અધીરાઇ અને કુશંકાઓ દરેકના મનને ભરી દેતી હતી.

ત્રીજા દિવસની સાંજ પડવા આવી. ખેલનો વખત પાસે આવતો જતો હતો, છતાં તંબુની પાછળના છેક અંધારાવાળા ભાગમાં ઝાડોનાં ઝુંડમાં ભરાએલા ખેલાડીઓને ત્યાંથી બહાર નીકળવાનું મન જ નહોતું થતું. નમતો પહોર હતો, છતાં બહાર આંખો આંજી નાખે એવો તડકો પડતો હતો. આ વાતાવરણની અસર ખેલાડીઓના મન ઉપર થતી હતી. સરકસનો વખત થઇ ગયો હોવા છતાં કોઇને તૈયાર થવાની સુઝ નહોતી પડતી. જાપાનીઓ અને ચીનાઓ સામસામા તેમની અગમ્ય ભાષામાં જોરથી ચીસો પાડતા લડતા હતા.

ધીમેધીમે પ્રેક્ષકો ભરાયા અને ખેલ શરૂ થયો. રાજપૂત કન્યા યમુનાના અંગકસરતના ખેલોથી લોકોનાં તાપથી કંટાળેલાં મન કંઈ બહુ પ્રફુલ્લ ન થઇ શકયાં. તંબુમાં ગણગણાટ હતો તેવો જ ચાલુ હતો. જનાવરોનાં પાંજરાની પાછળના ભાગમાં સરકસના મજુરોનો મદ્રાસી મુકાદમ એક બત્તીવાળા ભૈયા સાથે તકરાર કરતો હતો, અને તેમની ઉલટાસુલટી ભાષાની ગાળોનો પ્રવાહ બૅંડના અવાજને વીંધીને પણ બહાર આવતો હતો.

આ બધાંથી ત્રાહીત્રાહી થએલો ગંગાધર કંટાળેલો ને ધોળો પુણી જેવો થઇને, મોટા તંબુની પાછલી કનાત આગળ જ્યાં ખેલાડીઓ બેઠા હતા ત્યાં જઇ એક ખુરશીમાં પડ્યો ને કપાળેથી પરસેવો લુછતોલુછતો બોલ્યો, 'આ તકરારોથી તો તોબા ભગવાન! આ ગરમી, ને તેમાં આ વઢવાડ!.. મારાં જનાવરો ઉપર આની કેવી ખરાબ અસર થાય છે તે કાંઇ કોઇને ભાન છે? ભૈરવ ધુંધવાટથી ગાંડો જ થઈ ગયો છે, અને પેલો મહાવીર તો જાણે હમણાં પ્રલય કરી નાખશે એવો ભીષણ બની ગયો છે.'

પણ આટલું બોલતાંબોલતાં તે અચકી ગયો. તેને લાગ્યું કે પોતે પોતાનાં પ્રાણીઓ વિષે વધારેપડતું કહી નાખ્યું છે; એટલે તેણે વાત વાળી લઇને ચલાવ્યું, 'પણ કાંઈ એટલાં બધાં ખીજાયાં નથી; સંગ્રામ તો શાંત જ દેખાય છે. પેલા બે પર પણ આ ગરમીની બેચેનીની જ સહેજ અસર થઈ લાગે છે.'

પણ આ વાત થતી હતી તે દરમ્યાન એનો સ્વભાવ જાણનારી યમુના આવી પહોંચી હતી. તેણે કહ્યું, 'કાકા, આજ રાત્રે તમે ખેલ કરતી વખતે પાંજરામાં ભાલું કે રિવૉલ્વર લેતા જાઓ તો? એટલી સાવચેતીની જરૂર લાગે છે.'

'એટલે ? એમ કરીને હું પેલાંઓને એમ જણાવું કે હું એમનાથી ડરૂં છું ? ના—ના—ના. મારાથી એ હરગીઝ નહિ બને. તમારા કરતાં મારાં જનાવરોને હું વધારે પિછાનું છું. પેલો ભૈરવ મને ધિક્કારે છે—એનું ચાલે તો આ ઘડીએ મને ફાડી ખાય; પણ તે હમેશાં જાણે સંગ્રામને કહે છે કે 'જોયું ? તેની પાસે ભાલું કે પિસ્તોલ કશું જ નથી. માત્ર આ નાચીઝ ચાબુક છે; તે કાંઈ એટલી ભયંકર નથી. ત્યારે એની પાસે એવું શું છે કે જેને લીધે તે આપણાથી લેશમાત્ર ડરતો નથી ? એને જોઈને જ મારી તો એની સામે જોવાની હામ નથી ચાલતી.' મારાં જનાવરોની આ મુંગી વાતચિત હમેશાં એમની આંખો મારફત ચાલ્યાં કરે છે; ને હું બધું જોઉં છું. તમને શી ખબર પડે ? હું બધું સમજું છું.'

આટલેથી વાત પડતી મુકી તેણે રીંછને બોલાવ્યું અને તેના મોં આગળ એક પતાસું ધર્યું. બે પગ પર કુદતું કુદતું તે આવી પતાસું ખાઈ ગંગાધરના ઢીંચણ સાથે માથું ઘસવા લાગ્યું. તેના માથા પર પ્રેમથી હાથ ફેરવતો તે ખેલાડીઓ સામે જોઇ ફિક્કું હસ્યો, અને પછી રીંછને ગળાને પટેથી પકડી ખેલ કરવા ચાલ્યો ગયો.

ગંગાધરના ખેલો કાર્યક્રમમાં સૌથી છેલ્લા રાખવામાં આવતા. તેની પહેલાં બૅન્ડ સાથેનો વિદુષકનો નાચ ચાલતો. બૅન્ડ બંધ થયું અને પ્રેક્ષકોની તાળીઓ, અટ્ટહાસ્ય તથા સીટીઓના અવાજથી સરકસનો તંબુ ગાજી ઉઠ્યો. એવામાં પાંજરા પાછળથી ઇટાલિયન ખેલાડીઓની તકરારનો અવાજ સંભળાયો. એમાંના કોઇએ ફેંકેલો પથ્થર પાંજરા સાથે અથડાયો અને પાંજરૂં ખણખણી ઉઠ્યું.

'મહેરબાની કરી હવે આ કંકાસ બંધ કરો તો સારૂં. મારે હજી ખેલો કરવાના બાકી છે; અને તમે મારાં જનાવરોને એટલાં ઉશ્કેરી મુક્યાં છે કે આજ મારે તેમની પાસેથી કામ લેવું બહુ વસમું થઇ પડવાનું છે.' ગંગાધરનો ઉશ્કેરાએલો ને આજીજીભરેલો ગળગળો અવાજ સંભળાયો.

તંબુમાંના પ્રેક્ષકોના ઘોંઘાટ અને મૅનેજરના ધમકીના ધાંટા વચ્ચે થઇને એક ધારો ગંભીર ઘુરકાટ સંભળાયો. મહાવીરના એ ધીમા સ્થિર ગર્જનમાં કંઇક અશુભનો ભાસ હતો. એ સાંભળીને પાંજરા પાસે પીપને અઢેલી ઉભેલી યમુનાને તીણી કંપારી છુટી, ને તે મનમાં ગણગણી, 'ગંગાધર કાકા માનતા નથી, પણ આજ રિવૅાલ્વર લઇ જાય તો સારૂં' અને અધી-રાઇથી તે તંબુની કનાત તરફ ચાલી.

ૐ

ચોમેર સળિયાથી સુરક્ષિત ખેલ કરવાના સ્થાન આગળ ત્રણે પાંજરાં લઇ જવામાં આવ્યાં હતાં. મહાવીરને ઉભા રહેવાનું પીપ, સંગ્રામને કુદવાનાં મોટાં ગોળ સળગતાં ચકરડાં અને ભૈરવનો ઝુલો તૈયાર હતાં. ગંગાધર આ બધું તપાસતો ત્યાં કચવાતે ચહેરે ઉભો હતો, અને તેની પાસે ઉભુંઉભું જંબુ માથું ધુણાવતું હતું. તેને સિંહ, વાઘ ને દીપડાની ગંધ આવે ત્યારે આમ કરવાની ટેવ હતી. મહાવીરે ઘુરકવું બંધ કર્યું હતું, પણ તેનું પાંજરૂં ખેંચી લાવનારાઓ તરફ ખીજમાં અધ-મીચાએલી આંખે તે જોઇ રહ્યો હતો.

ખેલ શરૂ થતાં પહેલાં થોડો વખત બૅન્ડ વાગ્યું અને પ્રેક્ષકો તંદ્રામાંથી જાગૃત થઈ પાંજરા સામે જોવા લાગ્યા. સ્મિત કરતો ગંગાધર અંદર દાખલ થયો અને તેની પાછળ

રીંછે પ્રવેશ કર્યો. તેણે હોંશથી નાનકડાં પૈડાંવાળાં પોતાનાં ચંપલ પહેરી લસરકવા માંડ્યું. પ્રેક્ષકોને તેથી સંતોષ થતો લાગ્યો ને જંબુએ પોતાનું કામ પુરૂં કર્યું કે તરત સૌએ તેને તાળીઓથી વધાવી લીધું.

પણ આ પછી જે બન્યું તેને માટે કોણ જવાબદાર હતું તે કોણ જાણે. કદાચ બત્તીવાળા સાથે તકરાર કરનાર પેલો સરકસના મજુરોનો મુકાદમ જવાબદાર હોય. પોતાની એ તકરારના વિચારમાં તે એવો ગુંચવાઇ ગયો હતો કે કામમાં તેનું મન ચોંટતું નહોતું. તેણે જરા ઉતાવળ કરી. તેણે જાણ્યું કે રીંછ ખેલ કરી રહ્યું. એ ખરૂં; પણ હજી તો રીંછ જતાં પહેલાં પ્રેક્ષકોને નમન કરતું હતું, અને ગંગાધર એક બાજુ હસતો ઉભો હતો—એના હાથમાં ચાબુક પણ નહોતી—એવામાં તો સિંહ વગેરેને અંદર દાખલ કરવામાં આવ્યા.

આ ભુલની પ્રેક્ષકોને તો લેશમાત્ર શંકા પણ ન આવી. તેઓ તો હજી રીંછની ગમ્મત પર હસતા હતા અને હવે પછી આવતાં આ પ્રાણીઓ કેવુંક કામ કરશે તેની આતુરતાથી કલ્પના કરતા હતા.

પણ પાંજરાની પાછળ હાહાકાર થઇ રહ્યો. આ ભુલ પામી ગએલો ગંગાધર માંદા માણસ જેવા નિસ્તેજ મુખે પોતાની જગ્યાએ ઉભો હતો; પણ તેનો એ ભાવ એક જ પળ રહ્યો. બીજી જ ક્ષણે તેણે સ્વસ્થ થઇને થએલી ભુલ સુધારવા માટે રીંછને પાંજરા બહાર કાઢવા પ્રયત્ન કર્યો.

પણ નિષ્ફળ. રીંછે પાછા ફરતાં જ મહાવીરનું પ્રચંડ કેશવાળીવાળું શરીર, સંગ્રામના ચટાપટાઓનો સળવળાટ અને કાળા ભમ્મર ભૈરવના શરીરમાંથી તરી આવતી અંગારા જેવી

આંખો જોઈ.

જોઇ ને તે જાણે દીવાનું બની ગયું. તેનું ચિત્ત ખસી ગયું. માણસની પેઠે તેણે ચીસ નાખી અને બહાર નીકળવા માટે પાંજરા તરફ ધસી સળિયા ઉપર ચડવાનો પ્રયાસ કર્યો. પણ ત્યાં અથડાઇને પેલાં ત્રણે ભયંકર પ્રાણીઓ ઉપર પછડાયું.

ભયને લીધે જંબુના મોંમાંથી ફીણ નીકળી પડયાં. ઇર્ષ્યા, વેર અને ખીજવાટથી ધુંઆંપુંઆં થએલાં પેલાં પ્રાણીઓ પુંછડાં પટકવા લાગ્યાં અને બળતી આંખે જોવા માંડયાં.

પાંજરાની પાછળથી ચીસો અને અવાજો આવવા લાગ્યા અને 'પડદા પાડો' 'ભાલાં લાવો' એવા હુકમો થવા લાગ્યા. છતાં ન કોઇ હલ્યું કે ન ચસ્યું. અસહાય અને અશક્ત થઇ ગયા હોય તેમ સૌ પોતપોતાની જગ્યાએ દિગ્મૂઢ બની જાણે ચોંટી ગયા હતા.

ગંગાધરના ફિક્કા પડી ગએલા હોઠ ધ્રુજતા હતા. થડકતે હૈયે તે રીંછ પાસે ગયો અને તેના મોં આગળ પતાસું ધર્યું. પણ રીંછ તો તેનાથી ભડકીને દૂર ભાગ્યું. તેને ધરપત આપવા માટે ગંગાધરે પેલી ઘુંઘવાતી ત્રિપુટી પરથી જેવી પોતાની આંખ ખેસવી તેમના તરફ પીઠ ફેરવી રીંછ તરફ જવા માંડયું કે તે જ પળે ભૈરવ તેના પર તુટી પડયો.

એવામાં પાંજરાની પાછળથી એક ઝીણી ચીસ અને કોઇના પડવાનો અવાજ સંભળાયો. યમુના આ દૃશ્ય જોઈ મૂર્છિત થઈ પડી હતી. પણ અહીં પાંજરામાં બની રહેલા ભીષણ પ્રસંગ પર સૌનાં હૈયાં એવાં ચોંટી ગયાં હતાં કે કોઇનું ધ્યાન યમુના તરફ ખેંચાયું નહિ.

મધરાત સમા કાળા તે ભયંકર ચપળ દીપડાએ તરાપ

મારી ગંગાધરને જમીન પર મોંભર પાડી દીધો, એ હજી સૌએ આંખો ફાડી ઉંચે હૈયે જોયું ન જોયું, ત્યાં તો એક ભીષણ ગર્જના સંભળાઇ અને કેશવાળી ઉડાડતું મહાવીરનું પ્રચંડ ભુખરૂં શરીર તીરની પેઠે ઉડી, લાંબાછડ પડેલા ગંગાધરના શરીર ઉપર સવાર થઇને ઉભું. તેના ચારે પગની વચ્ચે તેના પેટ તળે ગંગાધરનું એકામ શરીર રક્ષાયું હતું અને ખીજવાટ તથા ભયથી ખોરવાતો ધુંધવાતો ભૈરવ દૂર સળિયામાં ભટકાઇ પડ્યો હતો.

આ અથડાટથી આખું પાંજરૂં હચમચી ઉઠ્યું. એનો ખણખણાટ હજી શમે તે પહેલાં તો બંગાળી વાઘ સંગ્રામે શરીર સંકોચી તરાપ મારી. પણ મહાવીર તેનું સ્વાગત કરવા તૈયાર જ હતો. બીજી એક ભયંકર ગર્જના કરી તેણે કુદી આવતા વાઘને અદ્ધરથી જ જાણે ઝીલી લીધો હોય એમ ગળચીમાંથી પકડી ઉંચે હવામાં ઉછાળ્યો ને એવા તો જોરથી દૂર ખુણામાં પડેલા લાકડાના પીપ ઉપર ઝીક્યો કે પીપના ચુરેચુરા થઇ ગયા.

વાઘ ઉડીને સળિયા તરફ ગયો, પછી પાંજરામાં એક ચક્કર ફરી ખુણામાં લપાયો ને ફરી તરાપ મારવા ટાંપી રહ્યો. પણ તેની હામ ન ચાલી. ભૈરવ પણ ચુપચાપ લપાઇને બેઠો હતો. કેમકે, જેના પૂર્વજો આજ જમાનાઓથી જંગલો, પહાડો ને વનખીણોના અબાધિત ને નિર્વિવાદ સત્તાધારી રાજાઓ રહ્યા છે તે વૃદ્ધ ને બુદ્ધિશાળી સિંહ મહાવીર, માંદગી ને સુખ-દુઃખના દહાડામાં પોતાની સુશ્રુષા અને અરદાસ કરનારા તથા જીંદગી આખી પોતાનો ચીડિયો સ્વભાવ હેતથી સાંખી અખંડ પ્રેમથી ચાહનારા પોતાના પાલકના અસહાય શરીર પર તેનું

રક્ષણ કરતો ઝાંજરમાન સાગર સમો ભવ્યતાથી ઉભો હતો.

ક્રોધની જ્વાળા સમા તેના કેશવાળીના વાળ ઉભા થઇ ગયા હતા; અંગારાના ગોળા જેવી તેની ભયાનક આંખો ચોમેર બળબળતી નજર ફેરવી રહી હતી અને તેના કોપથી કંપતાં વૃદ્ધ પણ ભયાનક જડબાં લોહીની તરસથી જાણે અધીરાં બન્યાં હોય તેમ ખુલ્લાં જ રહ્યાં હતાં.

સંગ્રામ અને ભૈરવ તેનું સ્થાન—તેનો અધિકાર સમજતા હતા. ફુંફાડા મારતા તેઓ નાખુશીથી સંકોચાતા ગયા. એટલામાં કોઇએ આવી ભાલાથી ઘોંકાવી તેમને પાંજરાંમાં પુર્યા. કોઇએ પડદો પાડી દીધો અને પ્રેક્ષકોની મૂર્છા શાંત કરવાનો પ્રયત્ન કર્યો. કોઇએ આવીને મહાવીરને તેના રક્ષકના શરીર પરથી ખસેડવા માટે ભાલું ઘોંચવાનો ઇરાદો કર્યો. પણ સિંહે



વિકરાળ જડબું ફાડી ભયંકર ગર્જના કરી તેને ત્યાં જ ડારી દીધો.

સરકસનાં માણસો ઘડીભર થંભી ગયાં. કોઇ બોલી ઉઠ્યું, ' અરેરે, બાપડાના રામ રમી ગયા લાગે છે. ' પણ એટલામાં સિંહના પેટ તળે રક્ષાએલું એ માનવ શરીર સળવળતું દેખાયું, તેણે ઉઠવાનો પ્રયત્ન કર્યો અને દીવાના પ્રકાશમાં લોહીથી ખરડાએલા કપાળવાળો ગંગાધરનો વૃદ્ધ ને કરચલીવાળો ચહેરો ઉંચો થયો. તેના હમેશના ધીમા, કરકરા પણ નમ્ર રમુજી અવાજે ગંગાધર બોલતો સંભળાયો: ' મહાવીર, બેટા, બસ હવે; ખસી જા. સાંભળ્યું ? મને કશું નથી. જો; ખસી જા જોઉં, બેટા ! '



વનરાજે ઘુરકવું બંધ કર્યું. તેની ઉંડી ને ભારે આંખોમાંથી યુદ્ધનું તેજ અદૃશ્ય થયું અને આજ્ઞાધીન બની સાવચેતીથી એક બાજુ ખસી ગયો. ગંગાધર ધીમેધીમે ઉભો થઇ તેની પાસે ગયો અને તેની કેશવાળીમાં આંગળાં પરોવી તેને પસવારતો તેની આગળ ઘુંટણિયે ઝુકી ગળગળે અવાજે બોલ્યો, 'બેટા, તું મને ખાઇ કેમ ન ગયો? તારો જીવ ન ચાલ્યો, કાં? કદાચ તારા હૈયામાં મારા પર થોડુંઘણું હેત હશે ખરૂં? આજે તેં મને જીતી લીધો છે.'

અને વૃદ્ધ સિંહ આ બધું સમજતો હોય તેમ, નમ્રતાથી ગંગાધરનું લોહીથી ખરડાએલું નિસ્તેજ મોં ચાટવા લાગ્યો.

ॐ

માથે પાટો બાંધીને સુતેલા ગંગાધરની ચોમેર, તેની નાનકડી રાવટીમાં સમાઇ શકે તેટલાં સરકસનાં માણસોનું ટોળું ભરાયું હતું. બીજા ઘણા બહાર બેઠા હતા અને અંદરઅંદર વાતો કરતા હતા કે આપણા જ પાપે આ બન્યું. દાક્તરે ને મૅનેજરે તેને દવાખાનાની રાવટીમાં લઈ જવાની બહુ યે માથાકુટ કરી, પણ ગંગાધર એકનો બે ન થયો. તે તો કહ્યા જ કરતો હતો કે આમાં દવાખાનાને ખાટલે પડવા જેવું છે શું? માત્ર ઉઝરડા જ થયા છે. કાલ તો પાછો હું કામે ચડી જવાનો!

યમુના તેની પથારી પાસે સુશ્રુષા કરતી બેઠી હતી. તેની સામે સ્મિત કરી ગંગાધર બોલ્યો, 'મારી વાત ખરી કે નહિ?' અને સૌની તરફ વિજયભરી દૃષ્ટિ ફેંકી તેણે આગળ ચલાવ્યું, 'હું ને મહાવીર કદિ જુદા છીએ જ નહિ. હું નહોતો કહેતો કે એ હરવડી ચીડાય છે, પણ વખત આવ્યે ડાહ્યા થઇ જાય છે? અમથા ઉઝરડા કરવાની તો એને ટેવ જ છે.'



# સોનાર પસા

ઘણા દાયકા પહેલાંની વાત છે. ત્યારે નારણિયું આજ જેવું નાનકડું વેરાન ગામડું ન હતું. રેતી અને ભેખડોથી ભરેલી એની ખાડી આજ પેઠે રમકડાં જેવા નાના ગંદા મછવાથી જ ભરેલી ન રહેતી. ત્યારના નાખવાઓ કેવળ માછીમારીથી જ પોતાનું ગુજરાન ન ચલાવતા. એ વખતે તો નારણિયું વેપારરોજગારની નિત્યની ધમાલથી ગાજતુંવાજતું બંદર હતું. એમાં મોટામોટા શેઠોની હવેલીઓ હતી. એના ચોટામાં દુનિયાભરના સોદાગરો માલ વેચવા આવતા. એનાં વહાણો ખુબ લદાઇને દુનિયા આખીનાં બંદરે સફર મારવા જતાં.

કાંઠા પાસે ખારવાઓનું તો ગામ વસેલું રહેતું. છોકરાઓ દસ વર્ષના થાય ત્યાં તો બાપ સાથે વહાણે ચડતા અને ખારવણો ને નાનાં છોકરાં સદનાં કપડાં વણતાં, ફાટેલા સઢ સમારતાં કે કાંઠાને એક છેડે આવેલા સુતારવાડામાં રોજે જતાં.

સુતારવાડામાં મોટા મછવાઓ, બતેલાઓ ને હૂતેલ-મારીઓ બંધાતી. નારણિયામાં બંધાએલાં એ વહાણોની ખ્યાતિ દેશ આખાનાં બંદરોમાં પ્રસરી હતી.

અષાડી ચંદરનો દિવસ હતો. આજે આખું ગામ કાંઠા

ઉપર ભેગું થયું હતું. હાટવાણિયાઓ દુકાન છોડી ત્યાં આવ્યા હતા. શેઠિયાઓ એસપિછોડી નાખી ઉભા હતા. બધા આમ-વર્ગનો ત્યાં મેળો જામ્યો હતો. નારણિયાના વાડામાં બનેલું, ત્યાંનાં જ માણસોએ બનાવેલું, આજ સુધી બંધાએલાં બધાં વહાણો કરતાં મોટું વહાણ આજે પહેલી સફરે સીધાવવાનું હતું. કાંઠાથી સોએક વામ ઉપર ઉંડા પાણીમાં એ ચડતા જુવાળની રાહ જોતું ઉભું હતું. કાંઠા પરની મેદની કપાળે હાથની છત માંડી એના પર વારંવાર મગરૂબીથી નજર માંડતી હતી. નારણિયામાં બંધાએલાં બીજાં અનેક વહાણો એની આસપાસ ઉભાં હતાં, પણ એને તોલે કોઇ નહોતું. એનું નામ સોનાર પસા. એના ધણીની એક જ છોકરી સોન-બાઈના નામ ઉપરથી એ વહાણનું નામ પાડયું હતું.

એટલામાં કાંઠા પરનો કોલાહલ વધ્યો. બધાએ સોનાર પસા તરફ નજર માંડી. આભ સાથે વાત કરતા થાંભની આડ-કાઠી ઉપર સડસડાટ બે છોકરાઓ ચડી ગયા. એક જણ મોરા પરની દોર પાસે ઉભો. નાખવો સુકાન પાસે ગયો.

બગલાની પાંખ જેવા ધોળા બે ગાભા જરાક હવામાં ફરફરી રહ્યા. કાનરિયો તંગ થયો; લોલી ઉપડી. કાંઠા ઉપર પુરોહિતે નાળિયેર વધેરી અર્ધું દરિયામાં પધરાવ્યું; સાથે કંકુ, ફુલ અને દુધ રેડયાં. સોનાર પસાના થંભ ઉપરથી મોટો સઢ હવામાં વીંઝાતો નીચે સરકવા માંડયો. પાણીમાં છાલકો ઉડવા લાગી. મોરા પાસે પાણીમાં મોજાં ઉડયાં ને ઝડપથી વેગ લેતું સોનાર પસા ખાડીનાં પાણી ચીરતું મધદરિયા તરફ ચાલ્યું.

કાંઠા પાસે ભરતીનાં પાણી પહોંચ્યાં હોવાથી નાખવાએ વહાણ જરા ઓરૂં કર્યું. આખી મેદનીએ હર્ષના અવાજોથી

એને વધાવી લીધું. માણસો હાથ ઉંચા કરી મોટેથી પોત-પોતાનાં સગાં કે દોસ્તને ફતેહ ઇચ્છવા લાગ્યા. ખારવણો કેડનાં છોકરાંઓને ખભે બેસાડી ધડકતી છાતીએ વહાણ ઉપર મીટ માંડી રહી. નાખોદાથી માંડીને નાનાં છોકરાં સુધી એકેએક માણસ નારણિયામાં જન્મીને મોટો થયો હતો.

ખાડીને મોખરે વહાણે મોરો ઓતરાદો ફેરવ્યો. બધા નાખવાઓ તુતક ઉપર ભેગા થઇ કાંઠા તરફ રૂમાલો ઉડાડવા મંડયા. કાંઠા પર ફરીથી હર્ષનાદ થયો;—એમાં ખારવણોનાં ડુસકાંનો અવાજ ડુબી ગયો.

નજર પડે ત્યાં સુધી ઘણા ત્યાં ઉભા રહ્યા. પણ અંતે ઓસરતી વાદળી પેઠે વહાણ દેખાતું બંધ થયું ને સૌ ધીમેધીમે વાતો કરતાં ઘર ભણી વળ્યાં. કોઇ જુવાનિયા પોતે પાછળ રહી ગયા એટલા માટે નાસિપાસ થયા; કોઈ અનુભવીઓ પોતાની સફરોની ડંફાસો મારવા લાગ્યા; તો કોઇ ડરપોકો પોતે નકોર જમીન ઉપર ઉભા હતા એ ખ્યાલથી ઇશ્વરનો પાડ માનવા લાગ્યા.

સમય વીતવા માંડયો. નારણિયાનો વ્યવહાર હમેશ પેઠે ચાલવા લાગ્યો. બીજાં વહાણો જાતજાતનાં કાપડ વસાણાં લઇ આવતાં; ને થોડા દહાડા રહી ફરી હંકારતાં. સુતારવાડામાં એક બીજું વહાણ બંધાવાની શરૂઆત થઇ. છરાનું મંડાણ પણ થઇ ગયું. આમ મહિનાઓ વીતી ગયા ને હવે તો સોનાર પસાના વાવડ તરતમાં આવવા જોઇએ એમ સૌકોઇ કહેવા લાગ્યું.

કોઈ કહેતા કે રાતે ન આવે તો ઠીક;—જયારે વિખુટી પડેલી માવરો ને ઝુરતી વહુઓ ઉંઘમાં પડી હોય ત્યારે બધાંને ઠંડીમાં કાંઠે જવું પડે. અંધારામાં સંભાળથી પાણી કાપતું એ

આવે તેના કરતાં દિવસ હોય તો સારૂં. દૂરથી ત્રિખુણિયું બગલું દેખાય, પછી આસ્તેઆસ્તે નજીક આવે.

ખારવાઓ દૂરથી સગાંવહાલાંઓને જોવા રેતીના ડુંગરે ચડી પહોરના પહોર દૂર નજર ખોડી બેસતા અને સાંજના પાછા ફરેલા માછીઓને આતુરતાથી સવાલો પુછતા; પણ સોનાર પસાના વાવડ આવતા જ નહોતા. કોઈ વાર તાપણાની આસપાસ કોઇ ધીમેથી કહેતું કે સોનાર પસા બહુ ખોટી થઈ રહ્યું. થોડા દહાડા પછી કોઇ બુઢ્ઢો ખારવો એમે ય કહેતો કે હવે તો અલ્લા કરે ઇ ખરો!

છેવટે ઘણાખરાએ આશા છોડી. પણ બીચારી ખારવણોનાં હૈયાંમાં આશાનાં પાણી નહોતાં સુકાતાં. કાળેભંઠ મોંએ હજુ પણ કેટલીક કાંઠે જઈ બેસતી અને દરિયાને પેલે પાર નજર ફેંકવાની ફોકટ કોશિશ કરતી. વખત જતાં એ પણ બધી ઘરમાં બેસી રહેતી કે કામે જતી અને બચ્ચાંઓનાં પેટ ભરવામાં ગએલાને ભુલવા મથતી.

ખાવણાં છૈયાંઓ હવે તો રગડદગડ કાંઠે રમવા લાગ્યાં, છોકરાઓ મોટા થઇ રોજી કમાતા થયા, પણ સોનાર પસાના કંઇ ખબર નહોતા. એનો ઇતિહાસ પણ પુરાણો થવા માંડ્યો, એને બાંધનાર સુતાર પણ ઘરડો થઈ ગયો, અને દીકરા વિનાની માવરો ને પતિ વિનાની વહુવારૂઓના કારી ઘા વખતના મલમે જેમતેમ રૂઝાવા લાગ્યા.

卐

જેઠ મહિનાની તુફાની અંધારી રાત હતી. એક બુઢ્ઢી ખારવણ કોડિયાના ઝાંખા ઉજાસમાં તુટેલી જાળ સાંધતી બેઠી હતી. કોડિયાની વાટ ઉપર મોગરો બાઝ્યો હતો. બહાર વાવડો

ઘુમરીઓ ખાઇખાઇને એ ઝુંપડાને હચમચાવતો હતો, અને એની પાંખે ચડી દરિયાનો ઘુઘવાટ એના બહેરા કાનને પણ ચમકાવતો હતો. કોઇ વાર ખડકો પર અફળાતાં મોસમી મોજાંની કડેડાટી એના હૈયાને કંપાવતી હતી.

આજ દરિયામાં ગએલાને અલ્લા રાખે. ઝુંપડાનો દરવાજો હચમચવા લાગ્યો. તરડમાંથી પવનનો સુસવાટો આવ્યો ને કોડિયું બુઝાઇ ગયું. ડોશી ચકમક ગોતવા લાગી, ત્યાં દરવાજો ઉઘડવા મંડ્યો.

'કોણ છે ?' એણે ગભરાટમાં પુછ્યું.

એની આંખો ઝાંખી હતી અને અંધારૂં ઓચિંતું થએલું. છતાં એને લાગ્યું કે દરવાજામાં કોઇ ઓળો ઉભો હતો. જેમ-તેમ કોડિયું સળગાવી એણે ઉંચું જોયું.

ઉંબરે એક માણસ ઉભો હતો. એની ઉમર આધેડ હતી. મોં સુકાએલું હતું. ઉપર ધોળા થતા જતા વાળની ખરબચડી દાઢી હતી. એણે અંગે ચીંથરાં વીંટયાં હતાં. એની આંખમાં મુવા માણસ જેવી નિસ્તેજતા હતી. ઘડીભર થોભી એના હોઠ હાલ્યા, 'અમ્મા !'

લથડતે ડગલે એ અંદર આવ્યો. 'જાકુ; બેટા !' ડોશીએ ચીસ પાડી અને બીજી જ પળે એની ઝુરતી છાતીએ એને દબાવી દીધો. ડોશીને હૈયે વર્ષોનો ઉભરો ચડ્યો. ગુમાવેલા દીકરાને છાતીએથી છુટો કરવા એનો જીવ ન ચાલ્યો. તે મોઢામાંથી અસ્પષ્ટ શબ્દો બોલવા લાગી, અલ્લાનો પાડ માનવા લાગી, ખડખડાટ હસવા લાગી.

એને ખાટ નાખી બેસાડ્યો. એની પાસે ખાવાનું મુક્યું. જાણે મહિનાઓનો ભુખ્યો હોય તેમ જાકુ ખાવા લાગ્યો. બે

હાથનાં આંગળાંની આંકડી ભરાવી ખુણામાં ઉભાઉભી ડોશી એને જોઇ રહી. એના લોચા જેવા ગાલ ઉપર આંસુઓ સરકતાં હતાં. જાકુએ ઉંચું જોયું. ડોશીના હાથમાંથી પતરાનો પ્યાલો લઈ એ પાણી પીવા લાગ્યો.

'બેટા, મું તો તને અલ્લાને ખોળે સોંપી દીધો'તો.'

જાકુએ માથું ધુણાવ્યું.

'નાખવો, બીજા ખારવા ને સોનાર પસા, બધાં ક્યાં છે ?'

'નાખવો તો—ખારવા બધે—' જાકુએ જેમતેમ જબાન ખોલી; 'હમણાં નહિ, અમ્મા. હું થાકથી આજારી થઇ ગયો છું. મને સુવા દે. સવારે બધું—' માથું ઘેરાતું હોય તેમ બે હાથે પકડી જાકુ ખાટ પર પડયો.

'ખમ્મા બેટા, સુઇ જા. ખાટ તો હું રોજ દિ' આથમ્યે તૈયાર કરી રાખતી'તી; પણ અલ્લાની મરજી વગર તું ક્યાંથી આવે ?' ડોશીએ કહ્યું.

માથાસોંત ઓઢી જાકુ ખાટે પડયો અને પાણીમાં પત્થર ડુબ્યો હોય તેમ ઉંઘમાં પડયો. ડોશીએ કેટલી યે વાર એના સામું જોયા કર્યું. પછી ખાટની પાંગતે માથું મુકી થોડી વાર પડી રહી. છેવટે એને બીજી બધી યાદ આવી. કંઇ પણ ખબર મેળવવાને બધી ઝુરતી હતી. દરવાજો આસ્તેથી ખોલી ઉજ્જડ શેરીમાં બધાંને ખબર કરવા ડોશી બહાર નીકળી. થોડી વારમાં તો આખી શેરી જાગી ઉઠી.

આશાની ફૂંકના જાદુથી ઘરઘરમાં ફરી ભૂતકાળ ખડો થઇ ગયો. દરવાજાઓ ધડાધડ થવા લાગ્યા. જાગી ઉઠેલાં છોકરાંઓ માવરોને બેબાકળી જોઇ રડવા લાગ્યાં. વર્ષો પહેલાં સીધાવેલા બાપ અને વરની ઝાંખી છબીઓ ફરી બધાંની આંખ સામે

ખડી થવા માંડી.

જાકુના ઝુંપડા પાસે થોડી વારમાં તો ગરદી થઇ ગઇ. પણ ડોશી દરવાજે ઉભી રહી. એના મોં ઉપર હર્ષની છાયા સ્પષ્ટ હતી. એની આંખમાં દયા હતી. કંઇ પણ ખબર મેળવવાની બધાંની આતુરતા પણ ચડતી ભરતી જેવી જોરાવર હતી. પણ જાકુને જગાડવાની તો ડોશીએ ના જ પાડી.

જે ખારવણોએ વખત જતે ધીરજથી દુઃખ સહી લીધું હતું તેમને હવે આ એકબે કલાકનો ખોટીપો વસમો લાગ્યો. નાસીપાસી ખમાય, પણ આ ઉગતી આશા કેમ ખમાય ?

'મારા છોકરાનું એણે કાંઇ ન કહ્યું ?' 'તારે એને મારા ધણીનું તો પુછવું'તું !' 'કંઇક તો બોલ્યો હશે ના !' બધી એકસામટી બોલવા મંડી.

'થાકથી એવો તો થઇ ગ્યો'તો કે કાંઇ નથી બોલ્યો. પો ફાટવા દ્યો; હું એને તંયે ઉઠાડીશ. મા–જરા ધીરી થા મા–અલ્લા બધું ઠીક કરશે દીકરી.' ડોશી સૌને સમજાવવા લાગી.

કોઈ પાછાં ઘેર જાય એ કેમ બને ? પોતપોતાના જુના ઘા ફરી તાજા કરતાં બધાં ત્યાં જ બેઠાં. કેટલી યે અટકળો થવા મંડી. 'કયાંક બધા ખરાબે ચડી ગ્યા હશે, તી હવે અલ્લાએ ભાળ લીધી.' બધાં થોડીથોડી વારે અકળાતાં, ડોશીને ફરી સમજાવતાં. ડોશી તો એકની બે ન થાય. સવાર પણ જાણે નથી પડતી. છોકરાંઓ તો જાણે ટાઢમાં સુકાઇ ગયાં. બે ખારવણો મુંઝવણમાં કંઈ નો'તી બોલતી. એણે બીજાં ઘર કર્યાં'તાં. એના ધણી પણ ચુપચુપ બેઠા હતા.

આખરે ઉગમણે આકાશ ભાંખરૂં થવા માંડયું. વાવડો પણ ધીમો થયો હતો. ટોળામાંથી બે માણસો ધીમેધીમે ઝુંપડા

પાસે આવ્યા. ડોશી દરવાજો ખોલી અંદર ગઇ. બધાં ઉઠી દરવાજાને ઘેરી વળ્યાં ને ડોશીને તકડ કરવા લાગ્યાં. હવે એક પળ પણ વરસ જેવડી લાગતી હતી. છેવટે ડોશી બહાર આવી.

'મું સાંતો, ઈ ઉઠતો નથી. એવો પડ્યો છે! થાકોડો પણ ગજબ, મા! મું ધુણાવ્યો પણ ઇ તો સુમ્યો પડ્યો છે.' એના મોં પરનો આનંદ ઉડી ગયો હતો. એની આંખમાંથી દયા જતી રહી હતી.

બે ખારવા ડોશીને હડસેલી અંદર ગયા. થોડી વાર કોઇ ન બોલ્યું કે ન ચાલ્યું. છેવટે બે ય બહાર આવ્યા. એમની આંખોમાં ગભરાટ હતો. એમના ચહેરા ઉપર શાહી ઢળી ગઇ હતી. બધાં કળી ગયાં. શબ્દોની જરૂર ન હતી. પરોડની શાંતિને વીંધતી એક ચીસ પાડી ડોશી બેસી ગઇ. ટોળામાંથી કળેળાટી ઉઠી. એમને પોતાનાંની કંઇકે ખબર આપી શકે એવો એક જ આસામી દરિયાની આફતો વામી ઘેર પહોંચ્યો; પણ ખાટમાં સુતો ત્યાં જ એનો આત્મા એના કર્તાને હવાલે થઇ ગયો હતો.



# પુરણ ભગત

પુરણદાસ ઉત્તર હિંદુસ્તાનના કોઇ દેશી રાજ્યના દીવાન થઈ ગયા. મુળ એ બ્રાહ્મણ. એમના પિતા કચેરીમાં નહિ જેવા અમલદાર હતા. પુરણદાસ મોટા થતા ગયા તેમતેમ એમને સ્પષ્ટ જણાયું કે જુનો યુગ ઉતરે છે ને નવો બેસે છે. જો કોઈ પણ માણસ સમય સાથે આગળ વધવા માગે તો તેણે યુરોપના લોકોમાં જે કંઈ સારૂં હોય તે શીખી લેવું જોઇએ. યૂનિવર્સિટીની કેળવણી લઇને ધીમે ધીમે એ જાતહોશિયારીથી દીવાનપદ સુધી પહોંચ્યા, અને ખુદ મહારાજા કરતાં પણ વધુ સત્તા ને લોકપ્રિયતા સંપાદન કરી.

વૃદ્ધ રાજાના સ્વર્ગવાસ પછી અંગ્રેજી કેળવણી પામેલો તરુણ રાજકુંવર ગાદીએ આવ્યો. હવે પુરણદાસ નવા રાજાના જમણા હાથ બન્યા. મહારાજાની સંમતિ લઇને તેમણે કન્યાશાળાઓ સ્થાપી, રસ્તાઓ બનાવ્યા, દવાખાનાં ખોલ્યાં, ખેતીવાડીનાં પ્રદર્શન ભર્યાં અને ઔષધશાસ્ત્રના અભ્યાસ માટે સ્કૉલરશિપ કાઢી. નવરાશની વેળાએ તેમણે 'પાયોનિયર' પત્રમાં રાજ્યના સુધારા સંબંધી લેખ લખવા માંડ્યા.

હવે પુરણદાસ ઇંગ્લંડ ગયા. ત્યાં એમણે મોટાં માણસોને

મળી ઘણું જોયું-જાણ્યું, ભાષણો આપ્યાં અને અંગ્રેજ બાનુઓ આગળ હિંદુ સમાજના સુધારા ઉપર વિવેચન કર્યાં. કેટલીક વિદ્યાપીઠોએ તેમને માન દાખલ પદવીઓ આપી. આખું લંડન કહેવા લાગ્યું કે પુરણદાસ જેવો સરસ માણસ પૂર્વે કદિ જોવામાં આવ્યો નથી. જ્યારે એ હિંદુસ્તાન પાછા ફર્યા ત્યારે બ્રાહ્મણ જ્ઞાતિએ તેમને પરદેશગમનને કારણે નાત બહાર મુકયા. ખુબ ખરચ કરી તેમણે પ્રાયશ્ચિત્ત કર્યું ! હિંદી સરકારે તેમને 'નાઇટ'નો ઇલ્કાબ દીધો, એટલે એ 'સર પુરણદાસ, કે. સી. આઇ. ઇ.' કહેવાયા.

પુરણદાસને વિલાયતથી પાછા આવ્યે પુરો મહિનો નહોતો થયો, ત્યાં તેમણે એક અજબ સાહસ કર્યું. એ સાહસમાં એમની જીંદગીનું કલ્યાણ હતું. એક દહાડો દુનિયાના વ્યવહારોમાં બપોરની શાંતિ નીતરતી હતી તે વેળા, તેમણે હિંદુસ્તાનની સરકારને 'નાઇટ'નો ખિતાબ પાછો મોકલ્યો; પ્રધાનપદનું રાજીનામું દીધું; રહેવાની હવેલી ને ભોગવવાની સત્તા છોડી તેમણે ભગવાં ધારણ કર્યાં ને હાથમાં કમંડળ લીધું; અને સંન્યાસી બની તે ચાલી નીકળ્યા.

કોઇને પણ આ વાતની નવાઇ ન લાગી, કારણકે મનુસ્મૃતિ પ્રમાણે પુરણદાસે આશ્રમધર્મનું પુરેપુરૂં પાલન કર્યું હતું. તેમણે પોતાનાં દ્રવ્ય, સત્તા અને શક્તિનો સદુપયોગ કર્યો હતો. જીવનમાં જ્યારે કીર્તિએ એમને વિજયમાળ આરોપી ત્યારે તેમણે સ્વીકારી; દેશદેશના અને લોકલોકના અનુભવો લીધા. પણ હવે, માણસ જેમ જુનાં કપડાં ઉતારી નાખે તેમ એક પછી એક આ સઘળું તેમણે ઉતારી નાખ્યું.

બગલમાં મૃગચર્મ ને પાવડી તથા હાથમાં કમંડળ લઇને,

જ્યારે અડવાણે પગે ને નીચી નજરે પુરણદાસ શહેર બહાર નીકળ્યા ત્યારે તોપના અવાજ થતા હતા. એ અવાજ નવા દીવાનના માનમાં હતા. શરીર પરથી કંઇ ખંખેરાતું હોય તેમ પુરણદાસનું શરીર કંપ્યું અને તેમણે માથું ધુણાવ્યું. પોતાને માટે દુનિયાદારીની જીંદગી પુરી થઇ હતી. કોઇ પણ વસ્તુ માટે એમને હવે મોહ નહોતો રહ્યો. હવે એ સંન્યાસી–ઘરબાર વિનાના ભમતા ભિક્ષુક–હતા.

લંડનના ધમાલીઆ લત્તાઓમાં એ ફરતા ત્યારે પણ આ શાન્ત જીવનનું સ્વપ્ન એમની દૃષ્ટિ સમીપ રમી રહેતું. એ ધુળવાળો ભુખરો માર્ગ, કચડકચડ કરતાં ધીમાં ગાડાની આવજા, અંજીરનાં વૃક્ષો પર થઇને ઉડતો સાંજનો ધુમાડો અને ઝાડને ઓથે બેસી રસોઈ કરતા મુસાફરો;–આ સ્વપ્ન સાચું પાડવાનો સમય આવી લાગ્યો ત્યારે એમણે મુદ્દલ વાર ન કરી.

રાતનો અંધકાર જ્યારે જગતને વીંટી વળે ત્યારે પોતે પણ કોઈ સાધુઓના મઠમાં રાતવાસો રહે. ક્યારેક એ કાળા પીરના તકિયા આગળ ઉતરે, જ્યાં ફકીરો એમને આવતાંવેંત આવકાર આપતા; ક્યારેક કોઈ ગામને સીમાડે પડાવ નાખે, જ્યાં ઘરમાંથી ખાવાનું ચોરી લાવીને છોકરાઓ મીજબાની ઉડાવતા; ક્યારેક કોઇ ગોચરની વેરાન જમીન પર એ સુએ, જ્યાં એમની ધુણીની ઝાળથી પાસેના વણઝારાઓનાં ઉંઘતાં ઉંટ જાગી ઉઠતાં. પણ પુરણ ભગતને મન આ સઘળું સરખું હતું. તેમણે તો ઉત્તર તરફ ચાલ્યા જ કર્યું અને રોહતક તથા કર્નુલ પસાર કરી ગોગ્રા નદી ઓળંગી. છેવટે દૂર ક્ષિતિજમાં હિમગિરિની ઝાંખી હાર દેખાવા લાગી.

સીમલા તરફ વળતા માર્ગનો ઠંડો પવન આ વેળા તેમનાં

અંગોને શીતળ કરતો હતો. એક વખત એવો હતો કે જ્યારે આ રસ્તે તે દરબારી ઠાઠમાઠથી વાઇસરૉયને મળવા જતા હતા; આજે તે જ સ્થળે કોઇનું ધ્યાન ખેંચ્યા વગર પોતાનો એકલવાયો પંથ એ કાપતા હતા. એક ઠેકાણે તો એ કુદરત જોવામાં લીન બની ગયા. એકદમ એક સિપાઇએ બુમ પાડી, 'એ સાધુડા, રસ્તો રોકી કેમ ઉભો છે?' પુરણદાસે એકવાર કાયદા કર્યાં હતા, તેથી તે કાયદા પાળતાં શીખ્યા હતા. સિપાઇની તોછડાઇ મનમાં લાવ્યા વગર તરત જ તે ચાલી નીકળ્યા ને રાતની રાત કોઇ ખાલી ઝુંપડીમાં સુઇ રહ્યા.

સવારે ઉઠી તેમણે તિબેટનો માર્ગ લીધો. પર્વતની સાંકડી કેડીઓમાં થઇને તે ચાલ્યા. ઘણીવાર ઘેટાંબકરાં ચરાવતા ભરવાડો તથા માથે ભારીઓ લઇ જતા કઠિયારા સામે મળતા. કોઇ કોઇ વાર તિબેટના ધર્મગુરુ લામાની ટોળીઓ અને દેશી રાજાઓની સવારીઓ જતી જણાતી. દૂર દૂરની ટેકરીઓ પરથી મોટરો અને ગાડીઓના અવાજના ભણકાર પુરણ ભગતને કાને પડતા. પરંતુ પળવારમાં એ સૌ અલોપ થતું અને નજર આગળ ફક્ત કુદરતનાં નવીન ચિત્રો ખડાં થતાં. પુરણદાસ ભક્તિભરી પ્રસન્ન આંખે એ જોઇ રહેતા અને કુદરતમાંથી ઇશ્વરદર્શન કરવા આતુર બનતા.

એક દિવસ સમી સાંજે પુરણદાસ એક ઉંચા શિખરની ટોચે આવી ચડ્યા. ત્યાં દેવદારનાં વૃક્ષોની ગીચ ઘટા નીચે શીતળા માતાની જીર્ણ ને એકાન્ત દહેરી આવેલી હતી. આ સ્થળનો રમણીય દેખાવ જોઇ તેમની આંખો ઠરી. તેમણે આસપાસની જગ્યા વાળીચોળીને સાફ કરી; માતાની કરડી મૂર્તિનાં હસીને દર્શન કર્યાં; થોડીક માટી લાવીને એક નાની-

સરખી ધુણી બનાવી; પાંદડાંની પથારી કરી ઉપર મૃગચર્મ બિછાવ્યું અને પાવડીએ શરીર ટેકવી આરામ લીધો.

ટેકરીના ઢોળાવથી ૧૫૦૦ ફુટ નીચે તળેટીમાં એક ગામડું વસ્યું હતું. ખીણમાં નીચે નાની કુંજ જેવું જણાતું એક જંગલ હતું. નીચલા આકાશના પોલાણમાં નાના કણ જેવાં ગરૂડ ઉડતાં. તળે ને ઉપર ક્યારેક વાદળાંઓ મોટા ખડકોને ખભે બેસતાં અને કયારેક ટેકરીઓની પાછળ અદૃશ્ય થતાં. આ સઘળું જોઇને પુરણદાસે વિચાર્યું, અહીં જ મને શાંતિ લાધશે.

ગામના લોકોએ શીતળા માતાના થાનકમાંથી ધુમાડો નીકળતો જોયો, એટલે કોઇ નવો અતિથિ આવ્યો છે એમ ધારી તેને તેડી લાવવા ગામના બ્રહ્મચારીને મોકલ્યો. પુરણદાસની આંખ, કે જે એક વખત હજારો માણસો ઉપર હુકમ ચલાવતી, તેની સાથે બ્રહ્મચારીની આંખ મળતાં જ તેણે સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કર્યાં અને એક પણ ઉચ્ચાર વગર પુરણ ભગતનું ભિક્ષાપાત્ર લઇ પાછો ફર્યો. ગામનાં માણસોને એણે કહ્યું, 'આજ સુધી આવા સાધુ પુરુષનાં દર્શન નથી થયાં. ગામ આ સંતજનને લીધે ખરે જ પાવન થયું છે. એ સપાટ મુલકમાંથી આવે છે, દુબળોપાતળો છે, પણ કુલીન બ્રાહ્મણ છે.' દરેક ગૃહિણીએ સંન્યાસીનું સ્વાગત કરવા જુદીજુદી વાનીઓ પીરસી આપી. ભિક્ષાપાત્ર ભરપુર ભરાઇ ગયું એટલે બ્રહ્મચારીએ જઇ તે ભગત આગળ ધર્યું. પહાડી લોકોનો ખોરાક સાદો હોય છે. શાક રોટલી, મધ, તાજાં ફળફુલ ને આદુહળદર. બ્રહ્મચારીએ પુરણ ભગતને પુછ્યું, 'બાપુ, આપને કામકાજ માટે કોઇ ચેલો જોઇશે? ઠંડી ન લાગે માટે કામળ લાવું? ભોજન આપને રૂચિકર છે?' આ સાંભળી પુરણ ભગત

પ્રસન્ન થઈ હસ્યા ને ગામના લોકને આશીર્વાદ દીધા.

દરરોજ સવારે બ્રહ્મચારી ભિક્ષાપાત્ર ભરીને દહેરી પાસેના ઝાડનાં બે મુળિયાં વચ્ચેના પોલાણમાં મુકી જતો. કોઇકવાર ભગતનાં દર્શન કરવા આવીને ગામના લોક પ્રસાદ ધરી જતા. ક્યારેક વળી કોઇ વેપારી આશીર્વાદ લેવા આવતો. ક્યારેક કોઈ છોકરો છાને પગલે આવી અન્નપાત્ર મુકીને એકદમ દોડી જતો. પુરણ ભગત કદિ યે ગામમાં જતા નહિ. સૂર્યાસ્ત સમયે તે ખળાવાડના ચોકખા ચોકમાં માણસોનાં ટોળાં જુએ, ઉગતી કમોદના લીલા મોલ પર નજર ઠારે અથવા ગળીના છોડનાં આસમાની ફુલઝુમખાં તરફ આંખ ફેરવે. આમ એ પ્રભુની અકળ લીલામાં લીન થતા.

જંગલના એકાન્તમાં પણ માણસ એકલો નથી પડતો. પશુપક્ષીઓ, વૃક્ષવેલીઓ, ઝરણુ અને પત્થર સુદ્ધાં તેનાં સાથી રહે છે. રાત્રે તો આખું આકાશ અને અસંખ્ય તારા તેનો સાથ પુરે છે. શીતળા માતાના મંદિર આગળ કુંજની છાયામાં કેટલાં યે પ્રાણીઓ બપોરે આરામ લેવા આવતાં. તેઓને આ નવો મહેમાન ન ગમ્યો. એ કોણ અને કેવો છે તે જાણવાને આતુર દાઢીવાળાં લંગુરો (વાંદરાં) ભગતની આસપાસ અનેક અટકચાળાં કરવા મંડ્યાં. કોઈ તેનું કમંડળ ઉંધું પાડે; કોઇ તેની પાવડીને બચકાં ભરે; કોઇ તેના મૃગચર્મ સામે દાંતીઆં કરે. આટલું કર્યાં છતાં પણ પુરણ ભગત શાન્ત બેઠા રહ્યા ત્યારે તેઓને ખાતરી થઇ કે એ તદ્દન નિર્દોષ માણસ છે. પછી તો તેમને મિત્રાચારી કરવાની મરજી થઇ. સાંજે હાથ લાંબા કરીને તેઓ ભગત કને ખાવાનું માગતાં અને કુદકા મારી પાસેનાં ઝાડોમાં નીચેનાંચે બેસતાં. ઠંડીમાં થીજી જતાં

ત્યારે તેઓ પુરણ ભગતની ધુણી પાસે ટોળે મળી તાપતાં.

વાંદરાઓ સિવાય બડાસગ નામનો એક સાબર પણ હતો. તે શીતળાની મૂર્તિ પાસેના ઠંડાગાર પથરાઓ સાથે પોતાનાં શીંગડાં ઘસીને ચળકતાં કરતો. પહેલાં તો પુરણ ભગતને જોઈ એ પગ પછાડવા મંડ્યો. પણ ભગત તો ત્યાંથી ન જ ખસ્યા. થોડીવારે તે લપાતો લપાતો પડખે ચડ્યો અને મારવાનો ડોળ કરતો હોય તેમ તેણે ડોક નીચી નમાવી. ભગતે પોતાનો શીતળ હાથ એનાં ગરમ શીંગડાં ઉપર ફેરવ્યો. આ માયાળુ સ્પર્શથી તે આવેશવાળા પ્રાણીને એટલું તો સુખ થયું કે તેનો સઘળો ક્રોધ ઉતરી ગયો. પછી તો સાબર એટલો હળી ગયો કે પોતાના પરિવાર સાથે તે ભગતની કામળ ઉપર આવી બેસતો. સૌથી શરમાળ કસ્તુરીમૃગ પણ ભગતના અખાડાનો સંગી થયો હતો. પુરણ ભગત બધાંને 'બાપુ' કહીને બોલાવતા અને જરા મોટેથી 'ભાઇ, ઓ ભાઇ,' એમ કહેતા કે તરત સાદ સાંભળી સૌ પ્રાણી જંગલમાંથી દોડી આવતાં. શોણ નામનું રીંછ પણ ઘણીવાર ભગત પાસે આવી બેસતું. ઉજળા બરફની ટેકરીઓમાં જ્યારે લાલલાલ સૂર્યોદય ઝળહળી ઉઠતો ત્યારે ભગત પોતાની કામળમાં ગોટો વળીને સુતેલા શોણને ઉઠાડતા. હુંફમાંથી આમ ઓચિંતા જગાડનાર સામે શોણ આગલા બે પગે ઉભું રહી લડવા તૈયાર થતું; પણ પોતાના મિત્ર ભગતની વત્સલ આંખ જોઈ ઝંખવાણું પડી જતું.

જંગલનાં પ્રાણીઓ સાથેની આ ઓળખાણને લીધે આખું ગામ ભગતને ચમત્કારી પુરુષ માનતું. શુદ્ધ પ્રેમ સિવાય બીજો કોઇ ચમત્કાર તેમની પાસે ન હતો. પુરણ ભગત જગતને જ પ્રભુનો મોટો ચમત્કાર ગણતા. એ માનતા કે આ સૃષ્ટિમાં

કોઇ ઉચ્ચનીચ કે નાનુંમોટું નથી. સૌ જ પ્રભુનાં બાળક છે.

ૐ

આમ કરતાં વરસો વીત્યાં. સંસારનું ચક્ર ચાલી રહ્યું હતું. ભગતનું ભિક્ષાપાત્ર રાખવાને ઠેકાણે ઘસારાને લીધે મોટી બખોલ બની અને પાવડી ટેકવી ટેકવાને નીચેના પથરામાં કાણું પડ્યું. ગામમાં પણ એક પેઢી બદલાઇને બીજી બેઠી.

પહાડી પ્રદેશમાં ચોમાસાનો ધોધમાર વરસાદ શરૂ થયો હતો. મહિનાઓ સુધી આખી ખીણ વાદળ અને ધુમ્મસથી ઘેરાએલી રહી. આશરે એક માસ લગી પુરણ ભગતને ગામ દેખાતું બંધ થયું. તે માત્ર વૃક્ષો પર વરસતા વરસાદની ધારાઓ અને પહાડના મોટા ધોધ સાંભળતા. છેવટે વરસાદ અટક્યો, આકાશ ખુલ્યું, સૂર્ય તપ્યો અને દેવદારોનો સુગંધ ફેરવા લાગ્યો. અઠવાડિયું નહિ વીત્યું હોય ત્યાં તો પાછો વરસાદ પડ્યો અને પર્વતનાં પડ જેવી કેટલીયે શિલાઓ ઉખેડી ગયો. તે રાત્રે ભગતે મોટું તાપણું કર્યુ અને બડાસિંગ, શોણુ તથા વાંદરાંઓને તાપવા માટે સાદ પાડીપાડી બોલાવ્યાં; પણ કોઈ જ ન આવ્યું. વાટ જોઇને એ થાક્યા. એમને સૌને શું થયું હશે એનો વિચાર કરતાકરતા ભગત ઉંઘમાં પડ્યા.

હજારો ઢોલ પીટાતા હોય એવા જોરશોરથી મધરાતે વરસાદ પડવો શરૂ થયો. ભગતને લાગ્યું કે કોઇક કામળ ખેંચી પોતાને જગાડે છે. હાથ લાંબો કરી જુએ છે તો લંગુરનો હાથ! ઉંઘમાં ને ઉંઘમાં એમણે કહ્યું, ‘ભાઇ, ઝાડના કરતાં અહીં સુખરૂપ છે; આવ, મારી કામળની હુંફમાં.’ પણ લંગુર તો એમનો હાથ ઝાલી જોરથી ખેંચવા લાગ્યો. ભગતે પુછ્યું, ‘ભાઈ, તું ભુખ્યો છે? ખાવાનું જોઇએ છે? થોડીવાર થોભ,

હું કાઢી આપું.' ઉઠીને જેવા એ અગ્નિમાં લાકડાં સંકોરવા જાય છે તેવો જ પેલો લંગુર ઝુંપડીના બારણા ભણી દોડ્યો, અને ભયની ચીચિયારી પાડી પાછો ભગતના પગ પકડવા લાગ્યો. ભગતે કહ્યું, 'બાપુ, તને શું થાય છે? જો, બડાસિંગ પણ આ આવ્યો. બહાર જવા જેવું નથી.' બડાસિંગ આવ્યો એવો જમીન ઉપર ધીમેધીમે પગ ઠોકવા અને ભગતનાં પડખાંમાં પોતાનાં શીંગડાં ભરાવવા લાગ્યો. ભગત બોલ્યા, 'અરે અરે, રાતવાસો રહેવા દઉં છું તેનો આ બદલો?' પણ સાબર તો એમને બારણા ભણી ધકેલી જ ગયો. એટલામાં ભગતે એક મોટો અવાજ સાંભળ્યો અને વિજળીના પ્રકાશમાં બે શિલાઓ એકાએક ધસી પડતી જોઇ. તે મનમાં જ બોલ્યા, 'હાં હાં, સમજ્યો. પહાડ પડે છે. પણ તેમાં મારે શું? હું તો બીજે ઠેકાણે નહિ જાઉં.'

પણ આમ વિચાર કરે છે એટલામાં એમની નજર પોતાના ભિક્ષાપાત્ર ઉપર પડી. તરત જ તેમના ચહેરા ઉપરના ભાવ ફરી ગયા. એ ગણગણ્યા, 'હું આવ્યો છું તે દિવસથી ગામલોકે મને અન્ન આપી પોષ્યો છે. જો હું જલદી ચેતાવવા નહિ જાઉં તો આવતી કાલે એક પણ માણસ જીવતો નહિ હોય!' તેમણે બડાસિંગને કહ્યું, 'બાપુ, જરા મને તાપણા આગળ જવા દે.' ભગતે એક મોટું બોડચું મશાલ તરીકે લીધું. 'જરા આગળ થા અને મને તારી પીઠ પર બેસવા દે.' એમ કહી તે બડાસિંગ ઉપર સવાર થયા. ડાબે હાથે તેમણે શીંગડું ઝાલ્યું અને જમણા હાથમાં મશાલ લીધી. એકદમ એ જંગલના ઢોળાણમાં ઉતર્યા. પવન પડી ગયો હતો, પણ વરસાદને લીધે મશાલ હોલાવા જેવી થઇ જતી. તેઓએ જંગલ પસાર કર્યું.

તરત ભગતના સાથીઓ ભેગા થઇ ગયા. વાંદરાંઓનું ટોળું કુદકા મારી દોડયું અને પાછળ હૂફ હૂફ કરતું શોણ પણ ચાલ્યું. વરસાદને લીધે એના ઘેરા વાળની વાટો વણાઇને લટકતી હતી. પગ નીચે પાણીના ધોધ વહેતા હતા, તોપણ મુશ્કેલીથી બડાસિંગને અઢેલી, ભગતને પડખે રહી એ પંથ કાપતું આગળ ધસ્યું.

માણુસની વાસ આવવાથી બડાસિંગ ગામને પાદર ખળાવાડ આગળ અટકયો. ભગતે જોયું તો જણાયું કે તે ઠેકાણેથી ગામની એક શેરી શરૂ થતી હતી. શેરીને કાંઠે એક લુહારનું ઘર હતું. ભગતે ઉતરીને લુહારના ઘરનાં બંધ બારણાં પાવડી વડે ઠોકયાં ને સાદ પાડયો, 'ઉઠો; ઝટ બહાર નીકળો, ને નસાય તેમ નાસો.' લુહારની સ્ત્રીએ ભગતને ઓળખ્યા. થોડી વારમાં ગામની નાની વસ્તીને જાણ પડી ગઇ. વાંદરાંઓનું ટોળું ભગતને ત્યાંથી ઝટ નીકળી જવા માટે ખેંચાખેંચ કરવા લાગ્યું. ગામલોક બધું ભેગું થઇ ગયું. ભગતે બુમ પાડી, 'જેમ ભગાય તેમ ભાગો. આ ખીણમાં થઇને સૌ સામી ટેકરી ઉપર ચડી જાઓ. બધાંને સંભાળીને લઇ જાઓ. અમે આ આવ્યા.' લોકો ઝપાટાબંધ દોડયા. તેમની પાછળ ભગત અને તેમનો સંઘ હતો. ટેકરી ઉપર પાંચસો ફુટ ઉંચે ચડી બડાસિંગ ઉભો. સૌ ક્ષેમકુશળ આવી પહોંચ્યાં હતાં.

પણ ઠંડી અને ઝહેમતને લીધે વૃદ્ધ ભગત બેભાન થઇ ભોંયે ઢળી પડયા. પડતાંપડતાં પણ ગામલોકની મશાલો તરફ નજર કરી એ બોલ્યા, 'તમે સૌ આવી ગયાં?' બડાસિંગ તરફ જોઇને તેમણે કહ્યું, 'બાપુ, મારી સાથે રહેજે;—હું જાઉં ત્યાં સુધી.' એવામાં જાણે આભ તુટી પડયું હોય એવો ભીષણ



ભગતે બુમ પાડી, 'જેમ નસાય તેમ નાસો.'

કડેડાટ થયો અને પાંચેક પળ સુધી તે અવાજ ચાલ્યો. બધે અંધારૂં ઘોર હતું. સઘળાં માણસો રાતની રાત દેવદારનાં ઝાડો-માં લપાઇ બેઠાં. પ્હો ફાટતાં જુએ છે તો દહેરી, જંગલ, રસ્તા કે ગામનું નામનિશાન નહોતું !

ગામલોક ભગતનો આભાર માનવા આવ્યાં. બડાસિંગ ભગત ઉપર ઝકુંબી રહ્યો હતો. તે ગામલોકને જોઇ જરા દૂર ઉભો. એની આંખમાંથી આંસુ ટપકતાં હતાં. ઝાડની નીચી ડાળીઓ ઉપર વાંદરાંઓએ ચીચિયારી મચાવી હતી અને એક ટેકરા ઉપર શોણ નીચી મુંડીએ રડતું હતું. ભગત ઝાડને અઢેલી, પદ્માસન વાળી સમાધિસ્થ થયા હતા.

ગામલોકે ત્યાં એમની સમાત બાંધી અને તે ટેકરીનું નામ ‘ ભગતની ટેકરી ’ પાડ્યું. આજ લગી તેઓ દીપધુપ, પુષ્પ અને પ્રસાદથી એ સમાતની પૂજા કરે છે.



# બલિદાનની ભૂમિ

'સામી પર્વતમાળાની પાછળ શું હશે ?'

'મૃત્યુ;' ભુટિયાએ કહ્યું: 'હું અમારા ટોળામાંથી છુટો પડીને ભટકતો ભટકતો આ બાજુ ચડી આવ્યો ત્યારે મારો જીવ અસ્થિર હતો અને આગળ જવાનો મારો વિચાર હતો; પણ મેં એવી વિચિત્ર વાત સાંભળી કે સામા પર્વતમાળાની પાછળ બલિદાન-ભૂમિ છે. ઘણા એ પર્વતમાળા ઓળંગીને ગયા છે, પણ તેમાંથી કોઇ પાછું ફર્યું નથી. મૃત્યુ ત્યાં જનારને ઝડપી લેવાને તૈયાર જ બેઠું છે. છતાં મને ખબર નથી કે હું શા માટે આ મેદાનોમાં આમ પડ્યો રહ્યો છું. હમેશ સવારમાં એ પર્વતમાળા તરફ એકીટશે જોઉં છું; સાંજે એ જ પર્વતમાળા પર નજર ફેરવું છું. કદાચ એવો વખત પણ આવશે કે જ્યારે કોઇક અવર્ણનીય ખેંચાણથી હું પણ એ ભૂમિ તરફ જાઉં.'

કર્નલ સુરેન્દ્રનાથ બન્ને છોકરાઓ તરફ ફર્યા. તે બંને અત્યાર સુધી એકશ્વાસે ભુટિયાની વાત સાંભળવામા લીન થઇ ગયા હતા.

'કેમ છોકરાઓ ! સાંભળ્યું ને ?' કર્નલે કહ્યું, 'ધ્યાન

રાખજો. કદિ એ બાજુ જઇ ચડીને પર્વતની પેલીમેરની ભૂમિ જોવાની જિજ્ઞાસા રાખશો મા. મેં જ્યારે આ જમીન વેચાતી લીધી ત્યારે પર્વતની પેલી બાજુની એ ભેદભરી ભૂમિની વાત મારા જાણવામાં નહોતી. જે નેપાળી પાસેથી મેં આ જમીન અને ધણ વેચાતાં લીધાં તેણે મને ખાતરી આપી હતી કે આ જમીનમાંથી તેને સારો ફાયદો થયો હતો.'

'તેણે સાચું જ કહ્યું હતું.' ભુટિયો બોલ્યો: 'આમાંથી તે સારૂં કમાયો હતો; કારણકે આ જમીન બહુ ફળદ્રુપ છે અને ઢોર પણ અહીં બહુ હૃષ્ટપુષ્ટ થાય છે. વળી અહીં પાણી પણ પુષ્કળ છે. પણ તેણે એક વાત તમને કહી નહોતી. તેના ત્રણ ભાઇઓ આ પર્વત ઓળંગી ગયા છે અને તેમાંથી એકે પાછો ફર્યો નથી. પહેલાં સૌથી નાનો ભાઈ ગયો. ત્યાર પછી તેનાથી મોટો ભાઈ ગયો. બંને ગુમ થઇ ગયા એટલે ત્રીજો ભાઈ તેમની શોધમાં ગયો, અને તે પણ ત્યાં જ રહ્યો ! આથી પેલા નેપાળીને બહુ બીક લાગી અને તે એકદમ શહેરમાં નાસી ગયો. ત્યાં તે તમને મળ્યો અને પોતાની જમીન વગેરે તમને વેચી દીધાં.

હું જેટલું જાણું છું તેટલું મેં તમને કહી દીધું. હૂં તો હમેશાં તમારો સાથી જ રહીશ, કારણકે તમે તો મારા જીવન-દાતા છો. તમારા સૌથી વહાલા અને કીમતી ધોળા બળદે મારા પર હલ્લો કર્યો ત્યારે લેશમાત્ર પરવા કર્યા વિના તમે તેને ગોળીએ મારીને મારો જાન બચાવ્યો છે. હું કાંઇ એવો નગુણો નથી કે એ ઉપકાર ભુલી જાઉં. હું તો તમારો કાયમ-નો દાસ છું.'

કર્નલ ખડખડાટ હસ્યો અને તેણે ભુટિયાની પીઠ થાબડી.

'અરે વાહ! તેં બંગાળી અને આસામી ભાષાનું જ્ઞાન પણ ઠીક મેળવી લીધું લાગે છે. હું તને મારી સાથે જ રાખીશ.'

સુરેન્દ્રનાથ બંગાળાના શ્રીમંત જાગીરદાર હતા. તેમણે શોખથી લશ્કરી તાલીમ પણ લીધી હતી અને કર્નલ થયા હતા. થોડો વખત પોતાની જાગીરમાં ગાળ્યા પછી, ખુલ્લું સ્વતંત્ર જીવન ગાળવા અહીં નેપાળમાં જાગીર ખરીદી રહ્યા હતા. તેમનો એકનો એક પુત્ર નરેન્દ્ર, અને નરેન્દ્રનો મિત્ર વિપીન કર્નલની સાથે જ આવીને રહ્યા હતા. વિપીનનાં માબાપ તેને સુરેન્દ્રનાથને ભળાવીને મૃત્યુ પામ્યાં હતાં. તેથી તે સુરેન્દ્ર-નાથની સાથે જ રહેતો હતો.

નરેનની નસોમાં ઉગતું લોહી ઉછળતું હતું. તેનો સ્વભાવ સાહસિક હતો. જ્યારથી તેણે ભુટિયાની વાત સાંભળી ત્યારથી તે પર્વતની પેલી બાજુની અદ્દ્ભુત વાતનો જ વિચાર કર્યા કરતો હતો. કર્નલને ખબર ન હતી; પણ દિવસે દિવસે બંને છોકરાઓ વધારે અધીરા થતા જતા હતા, અને સાથેસાથે એ અજ્ઞાત ભૂમિનો ભેદ જાણવાનો નિશ્ચય કરતા જતા હતા. બંને અચ્છી સવારી કરી જાણતા હતા અને હથિયાર વાપરતાં પણ શીખ્યા હતા.

એક દિવસ બંને છોકરાઓ બીડમાંથી નાસી છુટેલા એક બળદને શોધવા નીકળ્યા. પીછો પકડતા પકડતા તેઓ એ પર્વતમાળાની તળેટીમાં આવી પહોંચ્યા. રાત પડવા આવી હતી; બળદ પણ જાણે અદૃશ્ય થઇ ગયો હતો.

'અત્યારે તો હવે પાછા જવું જ ઠીક છે. બળદ એની મેળે ટોળામાં પાછો આવી જશે; નહિતો કાલે સવારે આપણે ફરીથી શોધ ચલાવીશું.' વિપીને કહ્યું.

પણ નરેને જવાબ ન દીધો. તેની નજર તો પર્વતની વચ્ચે આવેલા સાંકડા રસ્તા ઉપર હતી. બંને બાજુ ઉંચી કરાડો હતી. એ કરાડો જાણે પર્વતના દરવાજા જેવી જ લાગતી હતી. તેની ટોચ ઉપરથી સૂર્યનાં છેલ્લાં કિરણ રમત છોડી નાસી જતાં હતાં.

‘જોયું !’ એકદમ નરેન બોલી ઉઠયો.

કાંઇક—અથવા કોઇક, પેલી કરાડો વચ્ચે દેખાયું. ભાલાના ચમકારા જેવો એક ચમકારો દેખાઇને અદશ્ય થઈ ગયો. આકૃતિ જેવી આવી હતી તેવી જ ઝડપથી અદૃશ્ય થઇ ગઇ !

‘વિપીન ! મેં તો ત્યાં જઇને એ જોવાનો નિશ્ચય કર્યો છે.’ નરેને કહ્યું.

‘કાંઇ ગાંડો થયો ?’ વિપીને કહ્યું.

‘ના. મેં તો કેટલા યે દિવસથી એ જમીનનો ભેદ જોવાનો નિશ્ચય કર્યો છે. આવી તક ક્યારે આવવાની છે ? હું કાંઇ એ રસ્તે બહુ આગળ જવા જેટલો મૂર્ખ નથી. તું અહીં ઘોડા સાચવ. અંધારા પહેલાં તો હું પાછો આવીશ.’

‘એમ કાંઇ હું તને એકલો નહિ જવા દઉં. ઘોડા અહીં સહીસલામત જ છે. માત્ર શંકા એટલી જ થાય છે કે આપણે પાછા ફરશું કે નહિ ?’

જવાબમાં નરેન ખડખડાટ હસ્યો.

‘નરેન ! જવાનું માંડી વાળ. બહુ જોખમભર્યું છે, હોં !’ વપીને મનાવી જોયું.

‘મેં તો એ પ્રદેશનો ભેદ ખોલવાનું પણ લીધું છે. દુનિયામાં સાહસ કરનારા ન હોત તો તો અરધી દુનિયા શોધાયા વિનાની જ રહી હોત. કેમ, તારે આવવું છે કે નહિ ?’

‘હા; જરૂર. પણ મારૂં મન માનતું નથી. વળી અત્યારે

આપણી પાસે કાંઇ હથિયાર પણ નથી; અને વખત છે, ને પેલી આકૃતિ નુકસાનકારક પણ નીવડે!' વિપીને કહ્યું.

પણ નરેન તો માત્ર હસ્યો જ. ઘોડાઓને છુટા મુકીને બંને જણ એ જીવસટોસટનું સાહસ ખેડવાને ઉપડચા.

卐 卐

રસ્તો લાંબો ને ચઢણવાળો હતો. નરેન કે વિપીન કોઇએ કલ્પ્યું નહોતું કે તેઓ ધારેલી જગ્યાએ પહોંચશે તે પહેલાં જ સાંજ પડી જશે ને ભયાનક રાત્રિ આવી પહોંચશે.

ઠંડોબોળ પવન જાણે તેમનાં શરીર સોંસરો નીકળી જતો હતો. આસપાસની શાંતિ બહુ બીહામણી લાગતી હતી. ક્યાંયે જરા પણ અવાજ થતો ન હતો. ચંદ્ર ધીમેધીમે ઉગતો હતો અને તારાઓ પણ એક પછી એક ડોકિયાં કરતા જતા હતા. છેવટે તેઓ કરાડો વચ્ચેના એ સાંકડા માર્ગ આગળ આવી પહોંચ્યા. ત્યાં દૂર તેમણે એક દરવાજા જેવું જોયું.

'આપણે ચઢાણ ચડી રહીએ તે પહેલાં આમ રાત પડી જશે એમ મેં નહોતું ધાર્યું.' નરેને કહ્યું.

'પણ પેલા દરવાજા પાસે પહોંચીશું ત્યાં તો ચંદ્ર ઠીક ઠીક ઉંચે ચડયો હશે. આપણે તે અજ્ઞાત ભૂમિ ઉપર દૃષ્ટિપાત તો કરી શકીશું. પછી ઝડપથી ઘર તરફ પાછા ફરીશું અને કાલે ભુટિયાને સમજાવીને આપણી સાથે લઇ આવીશું.'

બંને છોકરાઓ આગળ ધસ્યે જતા હતા. દરવાજા અને તેમની વચ્ચે હવે માત્ર પચીસેક ડગલાંનું જ અંતર રહ્યું હશે. અત્યાર સુધી કોઇએ તેમને રોકયા ન હતા. શાંતિ એવી જ અખંડ હતી. માત્ર તેઓનાં પગલાંનો જ અવાજ થતો હતો.

એક જ મિનિટ વધારે વીતી હોત તો તો એમણે એ

ભેદી જમીન ઉપર દૃષ્ટિપાત પણ કર્યો હોત.

પણ . . . એકાએક, જેવા તેઓ દરવાજામાંથી પસાર થતા હતા તેવું તેમની બંનેની ઉપર કાંઇક રેશમ જેવું સુંવાળું સુંવાળું ઉતર્યું. બંને એકેકી જાળમાં સપડાયા. અને ઝડપથી જાળ સંકેલાઇ ગઇ. બંને કેદ થયા હતા! છુટવા માટેનાં તેમનાં બધાં તરફડિયાં નકામાં હતાં.

એકાએક તેઓને ભય અને કમકમાટી સાથે પેલા નેપાળીના ત્રણે ભાઇઓની વાત યાદ આવી; સાથે ભુટિયાના શબ્દો કાનમાં ઘેરૂં ગુંજવા લાગ્યાઃ . . . . 'ઘણાએ એ પર્વતમાળા ઓળંગવાના યત્નો કર્યા છે, પણ કોઈ પાછું નથી ફર્યું. મૃત્યુ ત્યાં જનારને ઝડપી લેવાને તૈયાર જ બેઠું છે. . . .'

卐 卐

નીચે કર્નલ તો આતુરતાથી છોકરાઓની વાટ જ જોઇ રહ્યો હતો. બળદની શોધમાં એમણે આટલું બધું મોડું કરી નાખ્યું તેથી બધાનાં મન ચિંતાતુર થયાં હતાં. કલાક પર કલાક વીતતા ગયા અને છેવટે સવાર પડી, પણ છોકરાઓનો પત્તો નહોતો. તેઓની ચિંતા બહુ જ વધી પડી. કર્નલ અને તેનાં માણસો છોકરાઓની શોધમાં નીકળી પડ્યા.

ક્યાંયે તેઓનો પત્તો કે નામનિશાન સરખાં મળ્યાં નહિ. સાંજે સૌ નિરાશ થઇને પાછા ફર્યા.

ઘેર સુરેન્દ્રનાથની પત્ની આંગણામાં બેઠી હતી. તેનું મોં મડદા જેવું ફીકું પડી ગયું હતું. પાસે ભુટિયો ઉભો હતો.

'ભુટિયાએ છોકરાઓના ઘોડા શોધી કાઢ્યા છે.' કર્નલ આવ્યા એવું જ તેમની પત્નીએ કહ્યું.

'ક્યાંથી?'

મોહનનો ઉત્સાહ વધ્યો. તેને પોતાનાં વાક્યો સાચાં પાડવાની નિશાનીઓ દેખાવા લાગી ને ધીમેધીમે એ કનકસિંહની આગળ નીકળવા લાગ્યો.

સર રૅામ્બર્ટ્સ હાઇસ્કુલના વિજેતાને પ્રતિ ક્ષણે એમ ભાસવા લાગ્યું કે વિજયશ્રી મોહનને વરમાળ પહેરાવે છે. માથું પછવાડે નાખી, હોઠ ભીંસી કનકસિંહે છેલ્લો પ્રયત્ન આરંભ્યો. સ્થિર થઇ ગએલી તેની આંખો સમક્ષ બધું તરવા લાગ્યું, તેની નસોમાં જોસભર વહેતું લોહી મગજ ઉપર હથોડાના પ્રહાર માફક અથડાવા લાગ્યું, તેના પગ જમીનને બીલકુલ અડતા જ ન હોય ને જાણે તે ઉડતો હોય તેમ તેને ભાસ થવા લાગ્યો, અને છતાં મોહન અને પોતાની વચ્ચેનું અંતર એક ઇંચ જેટલું પણ તે ઓછું કરી શક્યો નહિ. ખરેખર, મોહને તેને હરાવી દીધો હતો.

ન્યાયાધીશો એક હાથમાં દોરી પકડી તથા બીજા હાથમાં ઘડિયાળ રાખી, લળીલળીને આ સ્પર્ધા જોઇ રહ્યા હતા. હવે માત્ર પાંચ જ સેકંડમાં શરતનો અંત આવશે. મોહન જીતશે તેવું પરિણામ સૌ સહેજે કલ્પી શકે તેમ હતું.

卐 卐

ક્યાંથી આવ્યું, તેનો માલિક કોણ હતો, શી રીતે દાખલ થયું અને અત્યાર સુધી કેમ કોઇએ ભાળ્યું નહિ, તે જ નવાઇની વાત હતી; પણ એક નાનું ગલુડિયું, જાણે જમીન-માંથી જ પ્રેત માફક પ્રગટ થયું હોય, જાણે સાર્વજનિક અને સર રૅામ્બર્ટ્સ વચ્ચે વધતી જતી ઇર્ષ્યાવૃત્તિ ઓછી કરવા અવતાર લીધો હોય, તેમ પ્રેક્ષકવર્ગના પગમાંથી પસાર થઇ શરતની ભૂમિ ઉપર સીધું દોડયું આવતું હતું. એક કાન ઉંચો

અને બીજો કાન નીચો રાખી, સોટી જેવી પાતળી પુંછડી ટટ્ટાર રાખી, જાણે કાંઇ ખાસ અગત્યનું કામ હોય તેમ, પૂર્ણ બેદરકારીથી બંને ખેલાડીના માર્ગ તરફ તે જતું હતું. ટોળા-માંના બધાએ આ કુતરાને જોયું અને ચોક્કસ માન્યું કે જો તે આ પ્રમાણે આગળ જશે તો મોહન કે કનકસિંહના પગમાં આડું આવશે. એક ક્ષણભર આનંદ અને પ્રોત્સાહનની ગર્જ-નાઓ બંધ પડી અને કુતરા તરફ ધમકીની બુમો શરૂ થઇ. પણ આવી કોઇપણ જાતની બુમને ન ગણકારતાં ગલુડિયું આગળ વધ્યું.

ભગીરથ પ્રયત્નથી શ્રમિત થએલા મોહનની આંખો દૂર ક્ષિતિજરેખા ઉપર સ્થિર હતી. પોતાની આજુબાજુ શું છે તેનું તેને કાંઈ ભાન ન હતું. નહોતો જોઈ શકતો તે લગભગ માર્ગમાં આવી પડેલું કુતરૂં કે દૂર ઉભેલા પ્રેક્ષકજનો; નહોતો સાંભળી શકતો તે સાવચેતીની બુમો કે પ્રોત્સાહનની ગર્જનાઓ. અત્યારે તો તે એક રાક્ષસી યંત્રની માફક આગળ ધસ્યે જતો હતો. થોડીક ક્ષણો વધુ, માત્ર ત્રીસ વારનું અંતર, અને પોતે શરત જીત્યો! સ્વમાન જાળવવા માટે અને સાર્વજનિકની પ્રતિષ્ઠા માટે હવે માત્ર પાંચ જ સેકંડની વાર હતી—

ત્યાં તો ગલુડિયું મોહનના પગમાં અટવાયું ને તે નીચે ગબડી પડયો.

પૂર જોરથી દોડતા કનકસિંહે આ જોયું—ન જોયું ને શરતની દોરીએ જઇ પહોંચ્યો. દોરી તેના બદનને અડી. કોઇએ તેના હાથ ઝાલ્યા. તે શ્વાસભર બેસી ગયો, અને જ્યારે તેની આંખ આગળનું ધુમ્મસ દૂર થયું ત્યારે તેણે મોહનને પાછળ પડી ગએલો ને પગમાં કુતરૂં આવી ગએલો જોયો.

કનકસિંહને આ સ્થિતિ સમજતાં વાર ન લાગી. મોહનને તેના કમનસીબ માટે દિલસોજી દેખાડતા ને પોતાને મુબારકબાદી આપતા અનેક અવાજો તેણે સાંભળ્યા. તે શ્વાસથી એવો તો ભરાઇ ગયો હતો કે એ વખતે તો કાંઇ બોલી શકયો નહિ, પણ તેના મનમાં અનેક વિચારો દોડાદોડ કરી રહ્યા હતા. કનકસિંહ બહુ સારી રીતે સમજતો કે મોહને પોતાને ચોક્કસ હરાવ્યો છે, માત્ર આ અકસ્માતથી જ પોતે જીત્યો છે. પોતે પુરતો યત્ન કર્યો છતાં પણ મોહનથી આગળ નીકળી શકયો ન હતો એ વાત તેના મનમાં બહુ જ તાજી હતી. તેને મન આ જીત તે જીત ન હતી, પણ ભાગ્યદેવીની પ્રસાદી હતી. રમત, રમત ખાતર જ હોવી જોઇએ, ગમે તેવા સંયોગોમાં પણ સાચા ખેલાડીનો જુસ્સો વિસરાવો ન જોઇએ, અને એ જ સર રૉબર્ટ્સ હાઇસ્કુલની શોભા છે એ વાત કનકસિંહ તો શું પણ એ આખી સંસ્થાના બધા વિદ્યાર્થીઓ સારી રીતે સમજતા હતા. કનકસિંહ સારો દોડનાર હતો અથવા સારો ખેલાડી હતો એટલું જ નહિ, પણ એ બે વસ્તુ કરતાં પણ કાંઈક વધારે મહત્ત્વનું તેનામાં હતું. પોતાને મુબારકબાદી આપનારના હાથ ખસેડી તે એકદમ રમતના ન્યાયાધીશ પાસે શાન્તિથી ગયો અને જણાવ્યું કે 'ખરો જીતનાર મોહન છે; હું નહિ. તેણે મને હરાવ્યો છે!'

'તમારા આવા વિવેક માટે તમને ધન્યવાદ ઘટે છે; પણ અમે કાંઇ કરી શકીએ તેમ નથી. નિયમ પ્રમાણે જે દોરીને પ્રથમ અડે તે જીત્યો કહેવાય.' ન્યાયાધીશે જવાબ આપ્યો.

'તમારે તમારો મત ફેરવવો પડશે. હું ક્યારે જીત્યો અને ક્યારે હાર્યો તે બરાબર સમજી શકું છું. આજ તો હું ચોક્કસ

હાર્યો છું ને મોહન જીત્યો છે.' કનકસિંહે આગ્રહપૂર્વક જણાવ્યું.

ન્યાયાધીશે માથું ધુણાવ્યું. આવી મુસીબત કદિ આવી ન હતી. પરિણામે સાંજે એક સભા ભરવામાં આવી. તેમાં એક કનકસિંહ નહિ પણ સર રૉબર્ટ્સ હાઇસ્કુલના બધા વિદ્યાર્થીઓએ એક અવાજે જાહેર કર્યું કે બે માઇલનું ઇનામ મોહનને મળવું જોઇએ. રમતમાં પ્રતિસ્પર્ધીના અકસ્માતનો લાભ લે તે કદિ સાચો ખેલાડી કહેવાય જ નહિ.

ને સર્વાનુમતે શરતનું ઇનામ સાર્વજનિકને આપવામાં આવ્યું.

卐 卐

કુતરા સાથેના અકસ્માતથી તથા હદ ઉપરાંત કરેલા પરિશ્રમથી મોહનની તબિયત એકદમ ખરાબ થઇ ગઇ. તે તદ્દન હતાશ થઇ ગયો અને તેને તુરતાતુરત શાળાને મકાને લઇ જવામાં આવ્યો. જ્યારે તેને ખબર મળ્યા કે કનકસિંહે ન્યાયાધીશ પાસે માગણી કરી છે કે ઇનામ મોહનને મળવું જોઇએ, ત્યારે તેણે એક તિરસ્કારયુક્ત હાસ્ય કરીને કહ્યું, 'ખોટો વિવેક. એવું તે હાથ આવેલું ઇનામ કોઈ જવા દે? મારે તો આવતા વરસથી રમવું જ નથી.'

તે જ દિવસે સાંજના જ્યારે તેને ફરી ખબર આપવામાં આવ્યા કે કનકસિંહની માગણીથી અને આખી સર રૉબર્ટ્સ હાઇસ્કુલના ટેકાથી બે માઇલનું ઇનામ સાર્વજનિક સ્કુલને આપવામાં આવ્યું છે, ત્યારે તેને શરત તે શું તેનો આછો-આછો ખ્યાલ આવવા લાગ્યો. પ્રિન્સિપાલે ભાષણમાં રમતને જે સ્થાન આપ્યું હતું અને હારજીતને ગૌણ પદે મુકી હતી તે સમજાવા લાગ્યું. કનકસિંહની સ્થિતિમાં પોતે હોય તો શું

કરે ! 'હાથ આવેલું ઇનામ કદિ કોઇને પાછું આપું જ નહિ' તેવો એના અંતરમાંથી ટહુકો આવ્યો અને તે શરમિંદો બની ગયો. તેણે પથારીમાં મોઢું છુપાવી દીધું. કનકસિંહે જે કરી બતાવ્યું તે પોતે વિચારી પણ નથી શકતો એ ખ્યાલે તેને પોતાની જાત બહુ તુચ્છ લાગી. વધુ ઝડપ કે સારી સહન-શક્તિ જ માત્ર સાચો ખેલાડી બનાવી શકતાં નથી. રમત ખાતર રમત રમી, હાર કે જીત કાંઇ હિસાબમાં પણ ન ગણતાં પ્રામાણિકપણે રમત રમતાં હાર કે જીત સરખા ઉત્સાહથી સ્વીકારે તે સાચો ખેલાડી.

સર રૉબર્ટ્સ હાઇસ્કુલના પ્રામાણિક ખેલાડીપણાથી મોહન બે માઇલની શરત જીત્યો, એટલું જ નહિ પણ તેણે મોહનને સાચો ખેલાડી પણ બનાવ્યો.



# કિરીટ

મારો જન્મ ઇ. સ. ૧૮૯૦માં બ્રાહ્મણ જ્ઞાતિમાં થયો હતો અને મારૂં બાળપણ મોટા ભાગે ગામડાંઓમાં જમીન ને પાણીમાં વસતાં પ્રાણીઓની વચ્ચે જ વીત્યું છે.

હું બહુ નાનો હતો ત્યારે એકવાર પાણીમાં એક મોટું બળેલું લાકડું તરતું જોઇને મારી માને કહ્યું કે ચાલ એ આપણે ઘેર લઇ જઇએ; બાળવા થશે. મારી માએ જવાબ આપ્યો કે 'તું જેને બળેલું લાકડું ધારે છે તે તો મગરની પીઠ છે. એ ભયંકર પ્રાણી પોતાની પીઠ આમ પાણી પર રાખીને તર્યા કરે છે; અને તારા જેવો કોઇ અજાણ્યો ભોળો માણસ એને બળેલું લાકડું માનીને લેવા જાય તેને એ પકડીને પાણીમાં ઘસડી જઇ મારી ખાય છે.

બીજી એક વખત અમે ગંગા નદીના મુખ આગળ રહેતાં હતાં ત્યારે એક માણસને મેં મછવામાંથી પાણીમાં પડતો જોયો; પણ પડયા પછી તે તદ્દન અદૃશ્ય થઇ ગયો. થોડી વારે પાણી લોહીથી લાલ થતું મેં જોયું; પણ પેલો માણસ તો જણાયો જ નહિ. તપાસ કરતાં મને માલુમ પડ્યું કે ગંગાના મુખ આગળ શાર્ક નામની માછલીઓ એટલી બધી રહે છે કે જે

કોઇ પાણીમાં પડે છે તે ભાગ્યે જ જીવતો નીકળે છે. શાર્ક તેને ફાડી ખાય છે.

બાળપણના આ બે પ્રસંગો મને ઝાંખાઝાંખા યાદ છે. પણ તે દહાડાથી મારા મનમાં એવી સજ્જડ શંકા પેસી ગઇ છે કે જમીન પરનાં ભયાનક જંગલો કરતાં પણ પાણીમાં વધુ ભય ને જોખમ રહેલાં છે; અને પાણીનાં પ્રાણીઓ પણ વધારે દગાખોર ને ભયંકર હોય છે.

મુળથી જ મને જમીનનાં પ્રાણીઓ પર બહુ પ્રેમ છે. હું નવ વર્ષનો હતો ત્યારથી મને એક હાથીના બચ્ચાની સંભાળ રાખવાનું સોંપવામાં આવ્યું. એનું નામ કિરીટ. હું નાની ઉમરનો, એટલે એની સંભાળ તો શું રાખું? મારા વડિલો જ તેને સંભાળતા; પણ એટલું તો ખરૂં કે એ ઉમરથી હું પ્રાણીઓના સહવાસમાં જ ઉછર્યો અને ધીમેધીમે મારી ખાતરી થતી ગઇ કે માણસો જમીન પર રહેતાં હોવાથી તેઓ પાણીમાં વસતાં પ્રાણીઓ કરતાં જમીન પરનાં પ્રાણીઓના સ્વભાવ વગેરે વધારે સહેલાઇથી સમજી શકે છે.

દર ઉનાળે બેત્રણ મહીના અમે જંગલની સરહદમાં જ ગાળતા. એ વેળા કિરીટને લઇ જંગલમાં ફરતો અને તે વખતે અમે એ જીવનના સૌન્દર્ય અને આનંદની એટલી મઝા લુંટતા કે દર વર્ષે ચૈત્ર મહીનો બેસતાં બેસતાંમાં તો હું જંગલ-કાંઠે રહેવા જવા તલપાપડ થઇ જતો.

ત્યાં અમે એક મોઢા ઘરમાં રહેતા. રાત પડચે ઘરનાં બારણાં બંધ થતાં ત્યારે હું મોટામોટા લોઢાના મજબુત સળિયા જડેલી બારી આગળ બેસીને જોયા કરતો. આમતેમ ભટકતાં જંગલી પ્રાણીઓની આંખો રાતના અંધારામાં લીલા, પીળા ને રાતા

રંગના અંગારા પેઠે ચમકતી દેખાતી તે હું આશ્ચર્ય આનંદ અને ભયની મિશ્ર લાગણીઓથી જોતો. દૂરથી લોંકડીના અવાજો, શિયાળની લારી, વાઘના ઘુરકાટ કે સિંહની ત્રાડો પણ વારંવાર સંભળાતી; અને માથા પર ઉડતાં વનવાગળાંની હવામાં વીંઝાતી પાંખોના સુસવાટ તો રોજના થઈ પડયા હતા.

એકવાર હું એક નાના ઝરણુને કાંઠે ઉઘાડે પગે ફરતો હતો, એવામાં મારા પગ પર કંઇક ટંકુંટંકું લાગ્યું. જોઉં છું તો એક સાપ મારા પગ પર થઇને ચાલ્યો જતો હતો. હું તો આ જોઇને આશ્ચર્યથી એટલો દિગ્મૂઢ થઇ ગયો કે હું ન હાલી શકયો કે ન ચાલી શકયો. હતો ત્યાં તેમ જ સ્થિર ઉભો થઈ રહ્યો.. બીક સરખી પણ લાગવાનો અવકાશ ન હતો. હું આમ પત્થરના પુતળા જેવો શાંત ઉભો રહ્યો તેથી જ પેલો સાપ જરાપણ ઈજા કર્યા વિના ધીમેધીમે ચાલ્યો ગયો. એ ગયા પછી મને વિચાર આવ્યો કે ભયને વખતે જો આમ માત્ર શાન્ત થઇને સ્થિર ઉભા જ રહીએ તોપણ તેમાંથી બચી જવાય ખરૂં.

**પ**ણ આ તો બધી સામાન્ય પરચુરણ વાતો થઈ. હવે હું તમને કિરીટની જ બધી વાતો કહીશ.

કિરીટને મારી સંભાળ નીચે સોંપ્યો ત્યારે તે પાંચ મહી-નાનો હતો. હું નવ વર્ષનો હતો; અને પગના ફણા પર ઉભો થઇને ઉંચો હાથ કરતો તો તેની પીઠને પહોંચી શકતો. આમ બે વર્ષ સુધી અમે બંને સરખા જ ઉંચા રહ્યા. કદાચ અમે સાથેસાથ મોટા થતા હતા તેથી એમ લાગ્યું હશે. ઝાડના મજબુત થડ ઉપર નાનું સરખું છાપરૂં છાઇને તેની નીચે અમે કિરીટને બાંધી રાખતા. એને થડની સાથે જ બાંધવો પડતો.

કારણકે એને આમતેમ ઝુલવાની એટલી બધી ટેવ હતી કે કાચાપોચા થાંભલાને તો એ ઉખેડી જ નાખે!

મને યાદ છે કે કિરીટે પહેલું પરાક્રમ એક છોકરાની જીંદગી બચાવી એ કર્યું. કિરીટ બહુ ખાતો નહિ. રોજની એકાદ મણ ઝાડની કુણી ડાંખળીઓ હોય તો બસ! એમાંથી ખવાય તેટલી ખાય; બાકીની આમતેમ ઉછાળીને રમત કરે. હમેશાં તેને નવડાવવા હું નદીએ લઇ જતો. ત્યાં કાંઠા પર રેતીમાં એ પડે અને હું નદીની ચોકખી રેતી વડે કલાકેક સુધી તેને આખે શરીરે માલિશ કરૂં. તે પછી એ બહુ વાર સુધી નદીમાં જઇ પડ્યો રહે. બહાર નીકળે ત્યારે એની ચામડી સીસમ જેવી ચમકતી હોય. હું એની પીઠ પર પાણી રેડું તો આનંદથી ચીચિયારી પાડે. પછી તેનો કાન પકડીને જંગલની સરહદ પર દોરી લઇ જાઉં. હાથીને દોરી જવાની સહેલામાં સહેલી રીત એ જ છે. ત્યાં એ ફરે અને હું તેને માટે કુણી મીઠી ડાંખળીઓ પાડવા જંગલમાં જાઉં. હાથીને ખાવાની ડાંખળીઓ કાપવાની કુહાડી પણ બહુ તેજ હોવી જોઇએ; કારણકે બુઠી કુહાડીથી કાપેલી ડાળીઓ છુંદાઇને બગડી જાય છે અને હાથી એવી ડાળીઓ ખાતો નથી.

વળી જંગલમાં જનારે ત્યાંના કેટલાક કુદરતી કાનુન તો જાણવા જ જોઇએ. તમને ખબર નહિ હોય કે જે માણસો જંગલી પ્રાણીઓથી બીએ છે અથવા તેમને તિરસ્કારે છે તેવાં માણસોની વાસ હિંસક પ્રાણીઓને બહુ આવે છે અને તેના ઉપર તેઓ એકદમ હુમલો કરે છે. માટે જંગલમાં જનારે તદ્દન શાંત અને નિર્ભય થઇને જ જવું જોઇએ. જ્યારેજ્યારે મને જંગલમાં બીક લાગતી હતી ત્યારે હું જમીન પર ઉભો જ ન

રહેતો, પણ ઝાડે ચડી જતો; કારણકે ઝાડનાં પાંદડાંમાં એવો ગુણ મનાય છે કે તેમાં રહેલા બીકણ માણસની વાસ દૂર જઇ શકતી નથી !

કિરીટને માટે ડાંખળીઓ પાડવી એ કંઇ સહેલું કામ નહોતું. મારે જુદીજુદી ડાંખળીઓ પાડવા જાતજાતનાં ઝાડ પર ચડવું પડતું. તેમાં યે કિરીટને વડની ડાંખળીઓ બહુ ભાવે. વસંત ઋતુમાં એક દહાડો હું તેને માટે ચારો પાડતો હતો એવામાં મેં કિરીટને દૂરથી મને બોલાવતો સાંભળ્યો. એ વખતે તે નાનો હતો એટલે તેનો અવાજ હાથીના કરતાં નાના છોકરા જેવો વધારે લાગતો. મેં ધાર્યું કે કોઇ એને હેરાન કરતું હશે, એટલે ઝાડેથી ઉતરતોક ને હું જંગલની સરહદ પર જ્યાં તેને મુક્યો આવ્યો હતો ત્યાં દોડી ગયો. પણ ત્યાં તે નહોતો. આમ-તેમ ચારે તરફ નજર કરી પણ તે ક્યાંય જણાયો નહિ. નદીને કાંઠે જઇને જોયું તો મેં પાણીની સપાટી પર કંઇક કાળું કાળું તરફડતું જોયું. થોડી વારે તે ઉંચું થયું તો જણાયું કે તે કિરીટની સુંઢ હતી. મેં ધાર્યું કે તે ડુબી મરે છે. મારૂં કાંઇ ચાલે તેમ નહોતું, કારણકે પાણીમાં પડીને પણ એ દસ મણના બારદાનને હું બચાવી શકું એમ નહોતું. પરંતુ ધીમેધીમે મેં તેની પીઠને પણ પાણીની સપાટી પર આવતી જોઇ. જેવી તેની ને મારી નજર એક થઇ તેવી જ તેણે ચીસો પાડવા માંડી અને તે કાંઠા તરફ આવવા લાગ્યો. બહાર આવીને તેણે મને ધક્કો મારીને પાણીમાં નાખ્યો. પાણીમા પડીને ડુબકી મારતા જ મારી નજર અંદર ચત્તા પડેલા એક છોકરા પર ગઇ. તે તદ્દન તળીએ નહોતો બેઠો, પણ જરા અદ્ધર તરતો હતો. શ્વાસ ખાવા હું પાણીની સપાટી પર આવ્યો તો મેં જોયું કે કિરીટ પોતાના

ચારે પગ કાંઠા પર રેતીમાં થાંભલાની પેઠે ખોડીને અને પોતાની સુંઢ મારા તરફ હાથની પેઠે લંબાવીને ઉભો હતો.

મેં ફરીથી ડુબકી મારી અને તે ડુબતા છોકરાને લઇ ઉપર આવ્યો. પણ હું બહુ સારો તરીઓ ન હોવાથી કાંઠે પહોંચી શકયો નહિ, ને પાણીના વ્હેનમાં તણાવા લાગ્યો. કાંઠા આગળ ઉગેલા છોયા પકડવા મેં ઝાવું નાખ્યું, પરંતુ તે પણ તુટી ગયા. ડુબતા છોકરાને પકડી રાખેલા હાથને પણ હવે ભાર લાગવા માંડયો અને બીજો હાથ તરવાને લીધે થાકી જવા માંડયો જ હતો, એટલે અમે તણાવા લાગ્યા. કિરીટ અમથો તો બહુ ધીમો અને ભારેખમ છે; પણ અમારી આવી સ્થિતિ જોઇ તે કાંઠેથી તીરની માફક છુટયો અને પાણીમાં દોડતા આવી તેણે પોતાની સુંઢ લંબાવી. મેં હાથ લંબાવી તે પકડી, પણ સરકી ગઇ!

મને લાગ્યું કે હવે અમારૂં આવી બન્યું. પણ એટલામાં મને જણાયું કે અમે હતા ત્યાં પાણી બહુ ઉંડું ન હતું: એટલે મારા પગને વાળી દઇને પાણીમાં ઉતરી જઈ મેં તળિયા પર એવા જોરથી લાત મારી કે બંદુકમાંથી ગોળી છુટે તેમ અમે બંને એકદમ ઉપર આવી ગયા. ઉપર આવતાં જ મને લાગ્યું કે મારા ગળાની આસપાસ કોઇએ ફાંસો નાખ્યો છે. હું બીનો કે પાણીનું કોઈ પ્રાણી મને ગળી જતું હશે. પણ એટલામાં તો કિરીટનો અવાજ સંભળાયો અને મારી ખાતરી થઇ કે તેણે જ પોતાની સુંઢ મારા ગળાની આસપાસ વીંટાળી હતી. તેણે અમને બહાર ખેંચી કાઢયા.

બહાર આવીને તરત મેં તે ગોવાળિયાના છોકરાને ઓળખી કાઢયો. એ નદીમાં નહાવા પડયો હશે ને આઘે નીકળી ગયો

હશે. એને તરતાં નહોતું આવડતું એટલે ડુબવા માંડેલો. સારૂં થયું કે કિરીટની નજર ગઇ. મેં તેને જમીન પર ઉંધો સુવાડી દીધો એટલે કિરીટે પોતાની સુંઢ તેની કેડની આસપાસ વીંટાળીને તેને ધીમે ધીમે ઉંચોનીચો કરવા માંડ્યો. આમ ત્રણચાર વાર કર્યું એટલે છોકરાના મોંમાંથી પાણી નીકળવા માંડ્યું. તેનું શરીર તદ્દન ઠંડું પડી ગએલું હતું. બીજું કંઇ ન સુઝવાથી મેં તેના આખા શરીર પર જોરથી થપ્પડો મારવા માંડી. પછી મેં તેને ઉઠાડીને હાથીના પગને અઢેલી ઉભો રાખ્યો, એટલે ધીમેધીમે તેને ભાન આવવા માંડ્યું.

આ દરમ્યાન તેની ગાયો તો બધી ચારે તરફ વિખરાઇને ભટકવા લાગી હતી. કેટલીક તો જંગલમાં જતી રહેલી લાગી, એટલે મને બીક લાગી કે રખેને કોઈ હિંસક પ્રાણીનો તે ભોગ થઇ પડે! તેથી મેં કિરીટને તે બધીને પાછી હાંકી લાવવા મોકલ્યો. પણ એ તો ગયો ત્યાં ને ત્યાં જ રહ્યો. બહુ વાર થઇ પણ તે ગે પાછો ન આવ્યો, એટલે મને ફિકર પેઠી. પેલો છોકરો હવે શુદ્ધિમાં આવ્યો હતો તેને બેસાડી હું ગાયો ને હાથીની શોધમાં નીકળ્યો. તમે શું ધારો છો ? કિરીટ ક્યાં ગયો હશે? જઇને જોઉં તો ભાઈ સાહેબ, જાણે ગાયોની, મારી કે ગોવાળની કંઈ જ ફિકર ન હોય તેમ, મેં પાડી રાખેલા ચારા પર ઠંડે પેટે હાથ મારતા હતા!

કિરીટ, આમ પાછો નાના છોકરા જેવો હતો એટલે તેના પર બરોબર ધ્યાન રાખી તેને કેળવવો પડે તેમ હતું. જો વખતે તે કંઈ તોફાને ચડે અથવા કંઇ ખરાબ ટેવ પાડવા માંડે તો તેના પર દાબ રાખવો જરૂરનો હતો; કારણકે

નહિતર તે વધારે ને વધારે બગડતો જતો.

એક જ દાખલો આપું. એક દહાડો કોઇએ તેને થોડાં કેળાં ખાવા આપ્યાં. બસ, તે દહાડાનો તેને કેળાંનો સ્વાદ લાગ્યો. અમારા રસોડામાં બારી પાસે જ એક બાજઠ ઉપર ફળની ટોપલી પડી રહેતી. એક દહાડો ઘરમાં બુમ પડી કે ટોપલીમાંથી બધાં કેળાં ગુમ થયાં છે! ઘરનાં માણસોને નોકરો પર શક ગયો ને સહુએ બધા નોકરોને ઉધડા લીધા. થોડા દહાડા થયા ત્યાં વળી પાછાં કેળાં અદૃશ્ય થઇ ગયાં! આ વખતે આળ મારા ઉપર આવ્યું. મને ચીડ તો ખુબ ચડી, પણ શું કરૂં? હું પોતે જાણતો હતો કે હું ચોર નથી, પણ ખરો ચોર પકડાયા વિના કેમ સાબિત કરૂં? તે જ દહાડે કિરીટની છાપરીમાં એક ખુંદાએલું કેળું મેં જોએલું. મને નવાઈ લાગી કે હાથી તો ચારો ખાય છે ને કેળું અહીં ક્યાંથી આવ્યું!

મારા પર ચડેલા ચોરીના આળ વિષે વિચાર કરતો એક દહાડો હું રસોડાના બારણા આગળ ઉભો હતો, એટલામાં બારીમાંથી એક લાંબા જાડા કાળા સાપ જેવું કંઇક કેળાંની લુમ સાથે પસાર થઇ જતું મેં જોયું. મારી જીંદગીમાં મેં કદિ સાપને કેળાં ખાતો જોએલો કે સાંભળેલો નહિ એટલે હું તો એ જોઇને બીકથી થથરી ઉઠ્યો! અને આમ ઘરમાં આવીને ફળ ખાઇ જનારો સાપ કેવો જંગી હશે, અને તે અમને ઘરનાં માણસોને પણ કેમ જીવતાં જવા દેશે એ વિચારે મને કંપારી છુટી. હું લપાતો લપાતો રસોડામાંથી બહાર નીકળ્યો અને સાપની બીકે જીવ લઇને ઘર બહાર નાઠો.

બહાર નીકળતાં મેં કિરીટને દૂર તેના તંબુ તરફ જતો જોયો. મને એટલી બધી દહેશત પેસી ગઈ હતી કે જરા હિલ

બહેલાવવા માટે કિરીટની સોબત ઠીક પડશે એમ ધારીને હું તેના તંબુ તરફ ચાલ્યો. અંદર જઇને જોઉં છું તો તંબુમાં ચારે તરફ કેળાં વેરવિખેર પડેલાં હતાં, ને ભાઇસાહેબ વીણી વીણીને નાસ્તો કરી રહ્યા હતા. એટલામાં જરા આઘે પડેલું કેળું લેવા તેણે સુંઢ લંબાવી. ઓત્તારીની! આબાદ પેલા બારીમાંથી કેળાં લઇ જનાર સાપ જેવી જ! હવે હું બધો ભેદ પામી ગયો. એ ભાઇસાહેબ જ ચોર હતા!

હું તેનો કાન પકડીને ખુશ થતોથતો મારાં માબાપ પાસે લઇ ગયો અને આટલા દિવસ થયાં ફળ ચોરી ખાનાર ગુનેહ-ગારને તેમની રૂબરૂ ખડો કરી મારી નિર્દોષતા પુરવાર કરી બતાવી. પછી મેં તેને સારીપેઠે ધમકાવ્યો. હાથીઓ એટલા બધા અક્કલવાન હોય છે કે તમારો બોલેબોલ તે સમજે છે. મેં તેને કહ્યું કે 'હવે પછી જો કોઇ દિવસ ફળ ચોરતાં તને જોયો છે તો કોરડે કોરડે ચામડું ફાડી નાખીશ.' તે પણ મારો ઠપકો સાંભળી બરાબર સમજી ગયો કે અમે સૌ તેના પર ગુસ્સે થયા છીએ. પોતાની આવી ફજેતીથી તેને એટલું લાગી આવ્યું કે તેણે તે દહાડાનું કદિ કંઇ ચોર્યું નથી. ત્યાર પછી કોઇ જો તેને ફળ ખાવા આપતું તો તીણી ચીસ પાડીને તે હીસવા માંડતો.

ગુનાહમાં આવ્યો હોય તો હાથી ગમે તેવી શિક્ષા સહન કરી લે; પણ જો તમે તેને વગર લેવાદેવા અમસ્તો કનડો તો એ તેનું વેર બરોબર લેવાનો.

એક દહાડો ઉનાળામાં હું કિરીટને નદીએ લઇ ગયો હતો. મારી સાથે બીજા પણ કેટલાક ગોઠિયા હતા. કિરીટ, હમેશની પેઠે કાંઠા પર ચત્તોપાટ પડ્યો હતો અને અમે સૌ

તેને રેતીથી માલિશ કરતા હતા. પછી તો અમે રમતે ચડ્યા અને તે નદીમાં નહાવા પડ્યો. નહાઇને તે બહાર નીકળ્યો એ વખતે સદુ નામનો છોકરો કાંઠા પર ઉભો હતો. કોણ જાણે શાથી, સદુએ અમસ્તા રમતમાં ને રમતમાં પોતાના હાથમાંની ચાબુક સડ સડ કરીને ત્રણચાર વાર કિરીટની સુંઢ પર ચોડી કાઢી. કિરીટ દુ:ખથી ચીસો પાડતો નાઠો. સાંજ પડ્યે અમે સૌ ઘેર આવ્યા.

આ વાતને એક વરસ વીતી ગયું, ને બીજો ઉનાળો આવ્યો. હવે તો કિરીટ ઉંચો ને જાડો પણ થયો હતો. ઉમરના વધવા સાથે તેનામાં ડહાપણ પણ આવ્યું હતું અને અમારા સૌનો તે માનીતો થઇ પડ્યો હતો. એક દહાડો અમે બધા નદીએ ગયા હતા. સદુ પણ સાથે હતો. કિરીટને રેતીથી માલિશ કરી ગરમી બહુ લાગવાથી અમે નદીમાં નહાવા પડ્યા; માત્ર સદુ ને કિરીટ બે જ જણ કાંઠે હતા. એટલામાં એકાએક કિરીટ માતેલા આખલાની પેઠે સદુ તરફ ધસ્યો, તેને કમરમાંથી સુંઢ વતી પકડી નદીમાં ફેંક્યો અને બહુ વાર સુધી પાણીમાં ઝબોળ્યા કર્યો. અમે સૌ દોડતા બહાર આવીએ તે પહેલાં તો સદુ લગભગ બેભાન બની જવા આવ્યો હતો, એટલે કિરીટે તેને કાંઠા પર મુકી દીધો હતો.

સદુ શુદ્ધિમાં આવતાંવેંત હાથી પર ખુબ ચીડાયો અને તેને બરાબર શિક્ષા કરવાનું મને કહ્યું. મેં ના કહી અને જણાવ્યું કે એમાં કિરીટનો કશો વાંક નહોતો. આથી તો તે વધુ ચીડાયો. મેં કહ્યું, 'ભુલી ગયો ? આજથી એક વરસ પહેલાં, ગયે ઉનાળે આ કાંઠા ઉપર, બરાબર આ જ જગ્યાએ તેં કિરીટને નાહક લેવાદેવા વિના ચાબુકો ચોડી દીધી હતી તે ! ' આથી

તે રીસાઇને ફફડતો ચાલ્યો ગયો, પણ બીજે દિવસે અમે તેને મનાવી લીધો. કિરીટે પણ બધી ગઇગુજરી ભુલી જઇને તેની સાથે દોસ્તી બાંધી લીધી અને અમે જંગલમાં ઉજાણીએ ગયા ત્યારે દોસ્તીદાવે સદુને પોતાની પીઠ પર બેસાડીને લાવ્યો.

**ના**ના બાળકની પેઠે હાથીને પણ ઉઠતાં બેસતાં તથા ધીમે કે ઉતાવળું ચાલતાં શીખવવું પડે છે. તેનો કાન પકડીને 'ધત' કહો એટલે એ ધીમેધીમે નીચે બેસતાં શીખવાનો; અને 'મલી' કહીને તેની સુંઢ પકડી આગળ ખેંચશો એટલે એ શીખી જશે કે આ ચાલવાની નિશાની કહેવાય.

પણ સૌથી અઘરૂં કામ તો હાથીને ભયસૂચક અવાજ શીખવવાનું છે. એ બરોબર શીખતાં એને લગભગ પાંચ વરસ લાગે છે. જાણે કોઇ વાઘ અને ભયંકર સાપ બે સામસામા ફુંફાડા મારતા, છીકોટા નાખતા ને ઘુરકાટ કરતા લડતા હોય અને જેવો અવાજ થાય તેવો અવાજ કરવો એનું નામ ભય-સૂચક અવાજ. એ અવાજ તમારે હાથીના કાનમાં કરવાનો. પણ એ અવાજ તો કોઇ ખરેખરી આફતની ઘડીએ કે અણીને પ્રસંગે જ કરવાનો હોય. અને એ સાંભળ્યા પછી હાથી તમને કોઇપણ રીતે, જીવને જોખમે પણ સલામત જગ્યાએ લઇ જઇ મુકવાનો.

સાધારણ રીતે શહેરોમાં ને રજવાડાઓમાં હાથી ઉપર સોનેરી તથા કીનખાબનાં કપડાં અને અંબાડીઓ અથવા હોદ્દા નાખે છે તથા બંને બાજુએ રૂપાના ઘંટ ટાંગે છે. હાથી ચાલે છે ત્યારે તેનાં બે પડખાંમાં આ ઘંટ વારાફરતી પછડાવાથી તે વાગે છે. હોદ્દા તો જે લોકો ખુલ્લી પીઠે હાથી પર બેસી

ન જાણતા હોય તેમને માટે હોય છે. અમે તો કદિ હોદ્દા વાપરતા જ નહિ અને જંગલની મુસાફરી વખતે તો ઘંટ પણ ટાંગતા નહિ.

કિરીટ પાંચ વર્ષનો થયો ત્યારે તો એ છાપરા જેટલો ઉંચો થઇ ગએલો. કિરીટને શિકારી હાથીની કેળવણી આપી નહોતી, કારણકે અમે વાઘ કે સાપ સિવાય બીજા કોઈ પ્રાણીને મારતા નહિ; અને તે પણ ગામના લોકોને રંજાડે ત્યારે જ. એટલે કિરીટને શિકારની ટેવ નહોતી. પરંતુ તે બહુ ચબરાક હોવાથી તથા ગમે તેવા ભયને વખતે પણ ન ડગતાં ચતુરાઇથી રસ્તો કાઢનારો હોવાથી જંગલની મુસાફરીએ જવું હોય ત્યારે ઘણે ભાગે અમે કિરીટને જ લઇ જતા.

એક દહાડો સાંજે કિરીટની પીઠ પર ગાદીઓ બાંધીને હું ને મારો ભાઇ નજીકને ગામ જવા નીકળ્યા. હાથીની પીઠ પર ગાદીને બહુ મજબુત દોરડાં વડે બાંધવી જાઇએ; નહિતર એ ગોળમટોળ ડુંગર પરથી સરકી પડતાં વાર ન લાગે! જોકે કિરીટ તો એટલો સમજુ હતો કે દૈવયોગે કોઇ પીઠ પરથી સરકી તેના પગમાં જઇ પડે તો આગળ ડગલું સરખું ન ભરે.

અમે દોરડાં વડે ગાદીઓને મજબુત બાંધીને બંને બાજુના ઘંટ ઉચકી લીધા; કેમકે રાતની વેળા જંગલમાં નકામો ઘંટનો અવાજ કરીને પ્રાણીઓને ભડકાવવાં એ ઠીક નહિ. જંગલ એ તો શાંતિનું ધામ છે. પ્રભુની મધુરી મહેર સમી શાંતિનો ભંગ કરવો માનવીને ન છાજે.

કિરીટની પહોળી પીઠ પર ગાદીમાં ચત્તા પડ્યાપડ્યા અમે આકાશમાં મલકતા તારાઓ જોઇ રહ્યા હતા. ચંદ્ર પ્રકાશી

રહ્યો હતો અને રૂપેરી કાંઠાઓ વચ્ચે વહેતી તેની ચાંદનીની નદીમાં તારાઓ તરતા હતા. અમને ઉંઘ ન આવી, એટલે સુતાસુતા જંગલના અવનવા અવાજો સાંભળવા લાગ્યા. ઘડીકમાં પાસેની ઝાડીમાંથી એકાદ વાઘ નીકળી અમારી આગળ રસ્તા પર થઇ અદૃશ્ય થઇ જતો. કિરીટ એટલો બહાદુર હતો કે આમ કેટલાયે વાઘ નીકળી નીકળીને ચાલ્યા જાય તેની એને રજ પણ પરવા નહોતી. થોડું ચાલ્યા એટલામાં પાસેની ઝાડી-માંથી લોંકડીની ચીસ સંભળાઇ. કિરીટ ઘડીક થોભ્યો. લોંકડી એક બાજુએથી આવી રસ્તો ચીરી બીજી બાજુ જતી રહી, અને અમે આગળ ચાલ્યા.

તમને કદાચ ખબર નહિ હોય કે હાથી ચાલતાં ચાલતાં પણ ઉંઘ લઇ શકે છે. થોડી વાર પછી કિરીટની ચાલ ધીમી પડેલી જોઈ અમે જાણ્યું કે તેણે ઝૈંઘવા માંડયું. પણ એટલામાં તો અમારી આંખો પણ ઘેરાવા લાગી. હાથી ધીમેધીમે ચાલ્યો જતો હતો. અમે ક્યારે ઉંઘી ગયા તેનું અમને ભાન ન રહ્યું.

અમે કેટલો માર્ગ કાપ્યો હશે તે ખબર નથી, પણ અ-ચાનક કિરીટની ત્રાસભરી ચીસ અને બરાડા સાંભળી અમે ઉંઘમાંથી ઝબકી ઉઠયા. તેણે શરીરનો એવો તો ઉછાળો માર્યો કે અમે તેની પીઠ ઉપર ઉંધા ઉલટી પડયા અને મહા મુસીબતે ગાદીનાં દોરડાં પકડી વળગી રહ્યા. કિરીટ જીવ લઇને નાસતો હતો.

રસ્તામાં તેની અડફેટે આવતાં ઝાડોનો ખુરદો થઈ જતો હતો. કડાકા કરતી ડાળીઓ ભોંયભેગી થવા લાગી અને તે પર માળામાં ઉંઘતાં પક્ષીઓ અમારા પર પડી, બીકથી પાંખો ફફડાવી અમને ગભરાવી મુકવા લાગ્યાં. વાંદરાં ચીચિયારી

કરતાં ઝાડો કુદતાં હતાં અને પ્રાણીઓ આ ખળભળાટથી ગભરાઈ બેબાકળાં થઇ નાસભાગ કરી રહ્યાં હતાં. અમે કિરીટને શાંત પાડવાના બહુએ પ્રયત્નો કર્યા, પણ એ તો ગાંડો બન્યો હોય તેમ ઉભી પુંછડીએ નાસવા જ માંડ્યો ! એકાએક અમારી આગળનું એક ઝાડ ભારે કડાકા સાથે જમીનદોસ્ત થતું અમે સાંભળ્યું. આખું જંગલ તેના અવાજથી ગાજી ઉઠ્યું. કિરીટના શરીરમાંથી એક કમકમાટી પસાર થતી અમને લાગી. તે શાંત ઉભો હતો.

આ ઓચિંતું શું થયું તે નીચે ઉતર્યા સિવાય કળી શકવું મુશ્કેલ હતું. મેં કિરીટને મને નીચે ઉતારવા કહ્યું. તેણે માથું ધુણાવી ના કહી. મેં ફરીથી વિનવણી કરી. તેણે લાચારીએ સુંઢ ઉંચી કરી ને હું એ પકડી નીચે ઉતર્યો. મને તેની સુંઢ ભીની લાગી, અને સુંઢ પકડતાં તેને કંઇક દર્દ થતું હોય એમ જણાયું. મેં આ વાત ઉપર બેઠેલા મારા ભાઇને જણાવી.

તેણે થોડો વિચાર કરી કહ્યું, ' બરોબર, હવે સમજાયું. આ મહુડાંની મોસમ છે, એટલે અજવાળી રાનમાં રીંછ મહુડાં ખાવા નીકળ્યાં હશે. મહુડાંનું તો ઘેન ચડે; એટલે કોઇ રીંછ રસ્તામાં ઝાડ તળે અંધારામાં મહુડાંના ઘેનમાં સુતેલું પડ્યું હશે. કિરીટ ઉંઘતો ઉંઘતો ચાલતો'તો એટલે એને ભાન નહિ રહ્યું હોય. તેના પગ તળે પેલું રીંછ ચગદાયું હશે તેથી એ તેની સુંઢને વળગી પડેલું ને ઉઝરડી નાખેલી. અમથાં તો રીંછ હાથીથી બહુ બીએ, પણ મહુડાંનાં ઘેનમાં એને ભાન નહિ રહ્યું હોય કે એને કોણે ચગદ્યું; એટલે તા'માં ને તા'માં એ ચોંટી રહ્યું હશે. કિરીટ જો જાગતો હોત તો એને પુરૂં જ કરત; પરંતુ એ ભાઇ પણ ઉંઘતા'તા, એટલે ઓચિંતા ઉઝરડા

ભરાવાથી દરદને લીધે બીકથી ભડકીને ભાગ્યા લાગે છે !'

મેં તેની સુંઢ પર હાથ ફેરવી જોયો તો ભીનો થયો. એ કંઈ પરસેવો તો નહોતો જ, કારણકે ચંદ્રના અજવાળામાં મારા હાથ પર લોહી સ્પષ્ટ જોઇ શકાતું હતું. મેં કિરીટને થાબડી દિલાસો દીધો, ને આવા વેરાન જંગલમાં તેની સુંઢ માટે દવા નહિ મળી શકે તે ખાતર દિલગીરી બતાવી. પછી અમને મુખ્ય રસ્તે પાછા લઈ જવાનું મેં તેને કહ્યું. પણ તેણે તો ચોકખી 'ના' પાડી. તેણે શા માટે ના પાડી તે જાણો છો ? હાથી બહુ માની હોય છે; અને જે જગ્યાએ પોતાનું સ્વમાન ઘવાયું હોય કે પોતે હાર ખાધી હોય તે જગ્યાએ તે ફેરાં કદિ ડગ દેતો નથી.

હું તેની પીઠ પર ચડી ગયો. રાત બરોબર જામી હતી અને અમે જંગલમાં ભુલા પડેલા હતા. મુળ રસ્તે લઇ જવાની કિરીટ ના પાડતો હતો. હવે શું કરવું ? મારા ભાઇએ કહ્યું કે એને પેલો 'ભયસૂચક અવાજ' આપ. એ સિવાય આ જંગલમાંથી નીકળી ઘરભેગા થવાનો બીજો માર્ગ નથી. મેં કિરીટને એ અવાજ આપ્યો.

તરત જ કિરીટે પોતાની લોહીથી નીંગળતી સુંઢ ઉંચી કરી અને અમારી સન્મુખ આવેલું પહેલું ઝાડ કડાકા સાથે નીચે તુટી પડયું. બીજા ઝાડની પણ એ જ દશા થઇ. ત્રીજું ઝાડ બહુ મજબુત હોવાથી તેની સુંઢની કારી ફાવે તેમ નહોતું. કિરીટ જરા બાજુએ થઇને આગળ ગયો અને પાછા ફરી એવા તો જોરથી પીઠનો ધકકો માર્યો કે તે પણ ભોંયભેગું થયું. ઉંઘમાંથી ઝબકી ઉઠેલાં પંખીઓનાં ટોળાં દુધ જેવી ચાંદનીમાં ગભરાટથી ઉડી રહ્યાં હતાં, અને આ કડાકાઓ સાંભળી



તેને સૂંઢ વડે કમરમાંથી પકડી બહુ વાર સુધી પાણીમાં ઝબોળ્યા કર્યો.
(કિરીટ: પૃ. ૯૯)



તરત જ કિરીટે પોતાની લોહીથી નીંગળતી સૂંઢ ઊંચી કરી અને અમારી સન્મુખ
આવેલું પાંદડું આઠ કટકા સાથે તોડી પાડ્યું.
( કિરીટ : પૃ. ૧૦૪ )

ગભરાટમાં પડેલાં પ્રાણીઓની નાસભાગનો અવાજ સંભળાતો હતો. ઝાડના મથાળા પરથી વાંદરાઓની હુકાહુક કાને પડતી હતી, અને જેમજેમ ઝાડ નીચે પડતાં તેમતેમ એક ઝાડથી બીજા ઝાડ પર થતી કુદાકુદના અવાજ આવતા હતા. અમે તો હાથીની પીઠ પરની ગાદીને દાંત અને આંગળાં વડે જોરથી ચોંટી રહ્યા હતા. થોડી જ વારમાં અમે, કિરીટ ભડકયો હતો તે જગ્યાથી આશરે ત્રણ માઈલ દૂર આવેલા જાહેર રસ્તા પર આવી લાગ્યા.

કિરીટ પાંચ વર્ષનો થયો એટલામાં એક બીજું સાહસ ખેડવાનો પ્રસંગ આવી લાગ્યો. અમે તેને શહેરમાં લઇ જવાનો ઇરાદો કર્યો. પણ તેમ કરતાં પહેલાં તેને વાંદરાં અને કુતરાં સાથે હેળવવો જરૂરનો હતો. આપણામાં કહેવત છે કે 'ભલેને હાથી પાછળ કુતરાં ભસ્યે જાય' પણ તે ગણકારે નહિ. પરંતુ આ વાત સાવ સાચી નથી. ગામડાંમાં તો હાથી નીકળે એટલે કુતરાંનું ટોળું ને ટોળું તેની પાછળ પડવાનું. અને આથી કોઈ કોઇ વાર તો હાથી એટલો ચીડાય છે કે તે જોસભેર કુતરાંની પાછળ પડે છે અને પરિણામે અજાણ્યા ગામમાં રસ્તો ભુલે છે.

અમે જે શહેરમાં જવાનો વિચાર કરતા હતા ત્યાં જવાના રસ્તામાં અનેક ગામડાં આવતાં હતાં. અને આ બધાં ગામડાંનાં કુતરાં પાછળ ચીડાઇચીડાઇને કિરીટ દોડાદોડી કરી છેવટે રસ્તો ભુલે ને હેરાનગતી ભોગવવી પડે એ અમને પાલવે એમ નહોતું, એટલે અમે એને કુતરાંનો હેવાયો કરવા નિશ્ચય કર્યો.

અમારા ગામડામાં તો કિરીટ નાનેથી મોટો થએલો, એટલે ત્યાંનાં કુતરાં અને એ તો પરસપરસ ટેવાઈ ગએલાં



હતાં. એથી તો ઉલટું તેને હેળવવાનું વધુ મુશ્કેલ બન્યું. કારણકે અમારા ગામનાં કુતરાં તેને ન ભસતાં એટલે એ તો એમ જ સમજતો કે કુતરાં ડાહ્યાં હોય છે. અને તેથી કોઇ

અજાણ્યા કુતરાને પોતાની પાછળ ભસતું જોઇને તેને નવાઇની સાથે ચીડ ચડતી, અને તે ક્રોધે ભરાઇ તેની એવી તો પુંઠ પકડતો કે આખરે રસ્તો ભુલતો અને મોડોમોડો ઘેર આવતો.

એટલે હું તેને હેળવવા સારૂ બીજાં ગામડાંમાં ફેરવવા લઇ ચાલ્યો. પહેલા ગામડામાં તો એક પણ કુતરૂં મળ્યું નહિ. બીજા ગામડામાં રસ્તે જતાં એકાદ બે કુતરાં મળ્યાં, પણ તે ઘડીક ભસીને જતાં રહ્યાં. પરંતુ ગામ છોડીને અમે થોડે છેટે નહિ ગયા હોઇએ ત્યાં તો કુરકુરિયાં, ડાઘિયા તથા બીજા ભરવાડી ને જંગલી કુતરાઓનું એક મોટું ટોળું ભસતું ને દાંતિયાં કરતું અમારી પાછળ પડયું અને થોડી વારમાં અમને ઘેરી લીધા. કિરીટ ખુબ છંછેડાયો અને પોતાની સુંઢ વતી તેમને પકડવા ફાંફાં મારવા લાગ્યો. કોઇકોઇ વાર તો અડફેટે ચડેલા કોઇ કુતરા પર પગ દઇને ચગદી નાખવાને તે મથતો. પણ અણીને વખતે કુતરૂં છટકી જતું.

કિરીટ વધારે ને વધારે છંછેડાતો ગયો ને ચોમેરનાં કુતરાંને પકડવા ચકરડી ભમરડી ફરવા લાગ્યો. ધીમેધીમે તેની આ ચકરડી ભમરડીનો વેગ એટલો વધતો ગયો કે મને ચક્કર આવવા લાગ્યાં અને પીઠ પર બેસવું ભારે થઇ પડયું. હું સરકી પડવાની અણી પર હતો, એટલામાં એક કુતરાની ચીચિયારી સંભળાઇ. એક કુરકુરિયું કિરીટના પગ નીચે ચગદાઈ મુઉં હતું. એની આ દશા જોઇ બીજાં કુતરાં બીને નાસી ગયાં. અમે પાછા વળ્યા. કિરીટને ત્યાંથી નદીએ લઇ જઇ મેં ખુબ ધમાર્યો અને પછી ઘેર જઇ તેને સુંદર કુંળી ડાંખળીઓ ખાવા દીધી. પણ તે દિવસે તેણે કંઇ જ ખાધું નહિ. તે દહાડા પછી કિરીટ કદિ કોઇ કુતરાના ભસવાથી ચીડાયો નથી, અને

કુતરાંનાં ટોળાંનાં ટોળાં પાછળ ભસાભસીને થાકે તોપણ, જરા યે પરવા કર્યા વિના તેણે અજાણ્યાં ગામડાંઓમાં મુસાફરી કરી છે.

કુતરાંઓનો હેવાયો કર્યા પછી અમે તેને વાંદરાં સાથે હેળવવા માંડ્યો. વાંદરાંની જાત બહુ અટકચાળી છે એ તો સૌ જાણે છે. મારી પાસે કપિ નામનું એક લાલ મોંનું ભુરૂં વાંદરાનું બચ્ચું પાળેલું હતું. કપિ કદિ કિરીટની નજીક આવતો જ નહિ; અને કિરીટને પણ તેના સહવાસમાં આવવાનું બન્યું નહોતું.

અમે બજારે જતા ત્યારે કપિને હું મારે ખભે બેસાડી લેતો. પણ બજારમાં કેરીઓ ને નારંગીઓના ટોપલાઓ વચ્ચે થઇને જતાં કપિને હાથ રાખવો બહુ મુશ્કેલ પડતો. તે એટલો ચાલાક હતો કે મારૂં ધ્યાન આડુંઅવળું થએલું જુએ કે તરત નજર ચુકાવી મારે ખભેથી પરબારો કેરાંના ટોપલા પર કુદકો મારે અને જે એકબે હાથમાં આવે તે લઇ રસ્તો માપે. વેપારીઓ પથરા લઇ તેની પાછળ પડે, પણ એ વાંદરો તે કેમ હાથ આવે? અને આવા અટકચાળા વાંદરાને ભેગો ફેરવવા માટે રખેને કોઇ વેપારી મારી સાથે લડવા આવે એ બીકે હું પણ તરત પોબારા માપી જતો. ઘેર આવીને જોઉં તો કપિરાજ ડાહ્યાડમરા થઇ જાણે કંઈ બન્યું જ ન હોય તેમ છાપરાને મોભે ચડી બેઠા હોય! એના ચહેરા પર એટલી નિર્દોષતા હોય કે અજાણ્યો માણસ કળી પણ ન શકે કે પા કલાક પહેલાં એ ઝુંટ કરીને ભાગ્યો છે.

શહેરમાં જવાનો સમય નજીક આવતો ગયો તેમ તેમ કિરીટ અને કપિને એકબીજા જોડે હેળવવાની મને ચિંતા

પેઠી. એક દહાડો કપિને મારે ખભે બેસાડી, તેને બે હાથ વડે બરાબર મજબુત પકડી હું કિરીટની છાપરીએ લઈ ચાલ્યો. એ ભાઇસાહેબ એક મોટી જાડી ડાંખળીનાં કુણાંકુણાં પાંદડાં સિવાયનાં બીજાં સુંઢ વડે તોડી નાખી, તેની નાની સરખી પીછી બનાવી, તે વતી પોતાના શરીર પરથી માખીઓ ઉડાડી રહ્યા હતા ! એણે વાંદરાને જોઇને તરત સુસવાટો કર્યો અને કપિને પકડવા પોતાની સુંઢ લંબાવી. કપિ આ જોઇને ચીસ પાડીને મારે ખભેથી છટકી કુદ્યો અને છાપરીને થાંભલે થઇ ઝાડ પર જઇ બેઠો. મેં કિરીટ પાસે જઇ તેને સમજાવ્યો: 'જો કિરીટ, કુતરાંની દોસ્તી કરવા જતાં તો તેં એકને મારી નાખ્યું. હવે વાંદરાની દોસ્તી માટે પણ એકનો ભોગ લેવો છે કે શું ? પણ આ કપિ તો આપણો દોસ્ત છે; એને ન મારી નખાય, હોં.'

આ પછી એકાદ અઠવાડિયામાં તો કિરીટ અને કપિ એકબીજા સાથે હળી ગયા. એક દહાડો ઘરના ફળિયામાં ફળનો મોટો ઢગલો પડેલો હતો, અને તેની એક બાજુએ કિરીટ અને બીજી બાજુએ કપિ તેના પર મોજથી હાથ મારતા હતા. અલબત્ત, હાથી તો વધારે જ ખાય ને ? આ જોઈ કપિએ પણ મોટાં મોટાં ગલોફાં ભરવા માંડ્યાં. થોડી વારમાં ઢગલો ખલાસ થયો અને બંને પ્રાણી એકબીજા સામે જોવા લાગ્યાં. પોતે વધુ ખાધું છે એ જાણી કિરીટ ચીડાશે એમ સમજીને વાંદરો બીકથી થરથરવા માંડ્યો, અને ત્યાંથી નાસી જવાની અણી પર હતો એટલામાં, કોણ જાણે કેમ, કિરીટ ડહાપણથી છાનોમાનો પીઠ ફેરવી ચાલતો થયો અને પોતાની છાપરીમાં જઇ ઉભો. આ જોઇ કપિને હિંમત આવી,

અને તે છાપરી ઉપર ચડી તેની તડમાંથી ડોકિયાં કરી જોવા મંડચો. આમ ધીમેધીમે તેઓ એકબીજા સાથે હળતા જતા હતા. એક દહાડો હું કિરીટ પર બેસી બહાર જતો હતો, એવામાં પાસેના ઝાડ પર બેઠેલા કપિ પર મારી નજર પડી. મેં તેને સીટી વગાડી બોલાવ્યો. તે હિંમતથી કુદી આવી મારે ખભે બેઠો. આ જોઇ કિરીટને થોડીક ધ્રુજારી આવી; પણ પછી તે શાંત થઇ ગયો. મેં તેને 'મલી'નો હુકમ આપ્યો અને તેણે ચાલવા માંડચું.

અમે બજારમાં થઈ જતા હતા ત્યાં એક ગલીને નાકે કાછિયાની દુકાન આગળ કેરીઓનો મોટો ઢગલો પડેલો હતો. આ જોઇ કપિરાજની દાઢ સળકી અને મારી નજર ચુકાવી કુદકો મારી પરબારા ઢગલા પર જઇ બિરાજ્યા ને મનમાનતો હાથ મારવા લાગ્યા. કાછિયો લાકડી લઇ પાછળ દોડચો, એટલે કિરીટનો લાગ ફાવ્યો. તેણે ઢગલામાંથી બની એટલી સ્વાહા કરવા માંડી. કાછિયો વાંદરાને મુકી તેની પાછળ આવ્યો એટલે તે નાઠો. તમને નહિ ખબર હોય કે હાથી કલાકના દસથી પંદર માઇલની ઝડપે દોડી શકે છે. ઘેર આવી જોઉં તો કપિરાજ એક મસ મોટી કેરીમાંથી ગોટલો કાઢી નાખી તેના છોતરાંની બખોલમાં પોતાનું માથું ખોસી રસ ચાટી રહ્યા હતા! એમનું લાલ મોઢું રસથી ખરડાએલું ઓર શોભતું હતું.

આખરે અમે શહેરમાં જવા ઉપડચા. દુધનાં સરોવર ડેકી રહ્યાં હોય એવી અજવાળી રાત જામી હતી અને કિરીટ બેપરવાઇથી બાદશાહની પેઠે ધીમેધીમે ચાલ્યો જતો હતો.

પણ કપિને કેમે ય ચેન પડતું નહોતું. ક્વચિત્ ક્વચિત્ સાપનો ફુંફાડો કે ઘુવડની ચીચિયારી સાંભળતાં એ ચમકી ઉઠતો.

તમને કદાચ ખબર નહિ હોય કે વાંદરાંને ને સાપને બારમો ચંદ્રમા. વાંદરાંની જાત જ અટકચાળી, એટલે એનાં ફળ એને ઘણીવાર ભોગવવાં પડે છે. સાપ ઘણુંખરૂં પંખીઓના માળા વીંખી તેમાંનાં ઈંડાં કે નાનાં કુમળાં બચ્ચાં ખાઇ જવે છે. એટલે કોઇ માળામાં સાપ ચારો કરવા ભરાયો હોય, ત્યાં રમતમાં ને રમતમાં વાંદરાભાઇ અંદર હાથ નાખે, એટલે કાકો ફટકાવે! સાધારણ રીતે કોઇ પણ પ્રાણી—કે માણસ પણ—સાપને છેડતું નથી. પણ તમે ધ્યાન રાખીને જોજો, કે ભુલેચુકે ય વાંદરાની નજરે ક્યાંક સાપ ચડ્યો કે તરત એ તેના પર ઝડપ મારી પકડવાનો. પછી તો સાપ ફટકાવે એટલે ઝખ મારીને પડતો મુકી ચીચિયારી પાડતો ભાગે ને જમને ઘેર પહોંચે. પણ અટકચાળી જાત કોને કહે?

મેં ઘણીવાર એવા મરેલા સાપ પણ જોયા છે કે જેને વાંદરાએ પકડીને મરડીમચડીને તેની કરોડ ભાંગી ફેંકી દીધા હોય. પણ આમ બહુ ઓછું બને છે. ઘણુંખરૂં તો વાંદરો જ સાપના દંશનો ભોગ થઈ પડે છે.

કપિ તો અમારા સહવાસમાં ઉછરેલો ને જંગલનો અજાણ્યો, એટલે જંગલના ચિત્રવિચિત્ર અવાજોથી તે ફફડી ઉઠતો. છેવટે મેં તેને પડખામાં લઈ પંપાળ્યો ને કહ્યું કે 'અહીં દોસ્ત કિરીટની પીઠ પર કોઇ તારો વાળ પણ વાંકો કરનાર નથી. માટે છાનોમાનો જંપી જા.' આથી તેને કંઇક શાતા વળી લાગી.

સવારના ચારેક વાગ્યાનો શુમાર હશે એવામાં કિરીટ એકાએક ચાલતો ચાલતો થંભી ગયો. હું તો ઉંઘમાં હતો, પણ

કપિએ મને હાથ ખેંચી જગાડયો. જાગતાંવેંત મને લાગ્યું કે જાણે કાળાંકાળાં ઘોર વાદળાં અમારે પડખે થઇને સુસવાટ કરતાં જતાં ન હોય ! કપિની આંખો ભય અને કુતૂહલથી ફાટી રહી હતી. ફિક્કો ને આછો પડતો પાછલી રાતનો ચંદ્ર મધુરંગી ઘેરાં વાદળામાં ડુબતો ઝાંખાં કિરણ ફેંકતો હતો. અમે શું જોયું ને શું સાંભળ્યું તેનું મને ભાન ન રહ્યું. જાણે કોઇ સેંકડો જંગલી હાથીઓનું મોટું ટોળું કોઇ ઉંડો ઉંડો ગેબી શોર મચાવતું પસાર થતું હોય, કે ઘનઘોર વાદળના ગોટેગોટા જાણે જંગલમાં ચરવા નીકળ્યા હોય એવો ભેદી સન્નાટો ચોતરફ છાઇ રહ્યો હતો. એ શું હતું એનો ભેદ હજી હું ઉકેલી શક્યો નથી.

અચાનક કોઇ પંખીનો પ્રભાતનો પહેલો ટહુકો સંભળાયો અને એકાએક જંગલ આખું પ્રકાશમાં ઝળહળી ઉઠ્યું. અરુણની મધુરી બંસી જાણે પૂર્વ દિશાની ગુફામાંથી સંગીત રેલાવી રહી ને પંખીઓ એમાં સૂર પુરતાં હતાં. ધીમેધીમે સુવર્ણરથમાં સૂર્યદેવની સવારી આવી પહોંચી. લગભગ દોઢ કલાક વીતી ગયો હશે, પણ અમે પ્રભાતની આ લીલામાં એટલા લીન થઇ ગયા હતા કે કિરીટે પાછું ક્યારે ચાલવા માંડેલું તેની પણ મને ખબર ન રહી.

એક નદીને કાંઠે આવી અમે મુકામ કર્યો. મેં કિરીટને નવડાવ્યો. કપિ જંગલમાં પેટપુજા કરવા દોડ્યો. પછી હું પણ નાહ્યો અને નદીમાં પૂર્વાભિમુખે ઉભા રહી સૂર્યદેવને અર્ઘ્ય આપ્યો.

સવાર વીતતું હતું, કિરીટ પણ જંગલમાં ચારો કરવા ઉપડી ગયો હતો ને હું એક ઝાડ તળે રાંધતો હતો, એવામાં વણઝારાની પોઠ આવતી મેં જોઇ. કપિએ તો ઝાડની ટોચેથી

એ દૂરથી જોઇ હશે એટલે કુદતો કુદતો ને હાંફતો હાંફતો આવી મારી આગળ તેણે કલબલાટ મચાવી મુક્યો. વણઝારા સોંકો ટુંકો રસ્તો જાણુના હોય છે, ને વળી મુસાફરીમાં આ સાથ ભલો મળ્યો એમ ધારી મેં વણઝારની સાથે જ મુસાફરી કરવાનો મનસુબો કર્યો.

ધીમેધીમે વણઝારનાં ઉંટની લાંબી ડોકો દેખાવા માંડી. ઉંટની સુંઘવાની શક્તિ બહુ તીવ્ર હોય છે. એ ઉંચું પ્રાણી પોતાની લાંબી ડોક ચારે તરફ ફેરવી સ્થળ સ્થળની વાસ લેતું જાય છે. કહેવાય છે કે રણની મુસાફરીમાં તેને પાણીની વાસ આવે છે, એટલે તે મુસાફરોને એ તરફ લઇ જાય છે. આ કારણથી લાંબી મુસાફરીને માટે ઉંટ બહુ ઉત્તમ પ્રાણી ગણાય છે.

પણ સૌ પ્રાણીઓમાં ઉચ્ચ તો હાથી મનાય છે. એ રીતે ઉંટ તો બીચારૂં મજુરી કરનારૂં વેઠીઉં ગણાય ! તેથી કિરીટે, જાણે મોટા રાયજાદા હોય એમ ઉંટને જોઇને તિરસ્કારથી ફુંફાડો માર્યો અને અતડો રહેવા માંડ્યો. પણ મને એની એ ખોટી મોટાઇ પાલવે એમ નહોતી એટલે મેં તો વણઝારની પાછળ પાછળ સોએક વાર દૂર રહીને મુસાફરી કરવા માંડી. અને એ દૂર રહેવામાં જ માલ હતો; કારણકે નહિતર વળી કપિને ક્યાંક ઉંટના ઢેકા ઉપર કુદાકુદ કરવાનું મન થાત તો એકમાંથી બીજી બલા ઉભી થાત.

બપોરવેળા થઇ એટલે વણઝાર અટકી ને પ્રાણીઓને જુદાંજુદાં ઝાડે બાંધી અમે પડાવ નાખ્યો. ભાણુ બુડયે તો અમે શહેરમાં ખુશીથી પહોંચી જઇએ તેમ હતું એટલે સૌએ નીરાંતે બપોરાં કરી આરામ લીધો. સાડાત્રણેક વાગ્યા હશે ત્યાં પાસેની ઝાડીમાંથી કોયલ ટહુકી. કપિભાઇ એ સાંભળી ડાબાડમરા

થઈ ઝાડે ચડયા. ઝાડમાં જ નાનેથી મોટો થએલો, એટલે ઝાડ પરથી આવતા જુદાજુદા સૂર એ ઓળખતો ને તેમાં એને રસ પડતો. અરધા કલાકમાં તો વણઝાર માર્ગે પડી.

ઘેરાતી જતી સંધ્યાના જાદુઈ પડદા પાછળ સૂર્ય અદશ્ય થતો હતો એ વેળા અમે હિંદુસ્તાનની સૌથી પુરાણી નગરી કાશીપુરીમાં પ્રવેશ કર્યો. પતિતપાવની ગંગાનાં વેગવતાં પાણી, કાંઠા પરનાં મકાનો, મંદિરોની દીવાલો તથા ઘાટનાં પગથિયાંના પત્થરને, પતિતોનાં અંતરની જેમ, ધોઈધોઈને ઢીલાં કરતાં હતાં. કાશીના ગંગાકાંઠાનાં મકાનો ને મસ્જિદો, મંદિરો ને બુરજો જો ધ્યાનથી નિરખીને જોઈએ તો, જરા એક બાજુ સહેજ નમી ગએલાં લાગે છે. આનું કારણ એ છે કે ગંગાનાં પાણી અથડાઈ અથડાઈને કિનારા પર આવેલાં એ મકાનોના પાયા ઘસવી નાખે છે. રાતની શાંતિમાં તમે એકધ્યાન થઈ સાંભળો તો ધીમુંધીમું ઘુઘવતી ગંગા કેમ જાણે એ મકાનોના પાયા કોરી ખાતી ન હોય એવો ભાસ થાય.

બનારસની સાંકડી બજારોમાં અમારી વણઝારને એક-એકની લાંબી હારમાં ચાલવું પડયું. સૌની આગળ ઉંટ હતાં. કપિ છાપરે છાપરે કુદતો, ને ઘડીએ ઘડીએ મારે ખભે કુદી આવી કલબલાટ કરી જતો. કિરીટને બે પડખે લટકતી રૂપાની ઘંટડીઓનો મીઠો રવ સંધ્યાની મધુરી શાંતિમાં મળી જતો હતો. રંગબેરંગી વસ્ત્રો પહેરી લોકો બજારમાં આવજા કરી રહ્યા હતા. ઘરનાં છાપરાં ને અગાસીઓ પર કબુતરો ઘુઘવતાં હતાં ને અટારીઓમાં વિશ્રાંતિ લેતી સ્ત્રીઓ કલ્લોલ કરતી હતી.

અમે થોડે દૂર નહિ ગયા હોઈએ એટલામાં કિરીટે સુંઢ લંબાવીને અટારીએ અઢેલી ઉભેલી એક રમણીના હાથમાંથી



મોરપીછનો ભરેલો પંખો સરકાવી લીધો અને તે મને આપવા સુંઠ લંબાવી. મેં તેને પંખો લઈને પાછો આપી દેવા કહ્યું; પરંતુ પેલી સ્ત્રીએ અટારી પરથી હસીને કહ્યું, 'ભલે રહ્યો, ભલે રહ્યો, એ હવે. એકવાર ચોરી કરીને પાંછા શાહુકારી બતાવવા

શાના આવો છો ? હાથી બડો ચાલાક લાગે છે. એ પણ કંઈ તારા કરતાં ઓછો પાજી નથી.' મેં પંખો લઈ પેલી સ્ત્રીને નમન કર્યું ને આગળ ચાલવા માંડયું.

માંડ થોડાંક ડગલાં આગળ ગયા હઇશું એટલામાં ચીસો પાડતો ને કલબલાટ મચાવતો કપિ ધબ દઇને આવીને અમારે માથે પડ્યો. મેં ઉંચે જોયું તો પાસેના છાપરા પર એક માણસ ખુબ ક્રોધે ભરાઇને હાથમાં મોટો ધોકો લઇ અમારા તરફ ઉગામી રહ્યો હતો અને ગાળોનો વરસાદ વરસાવતો હતો. મેં હાથીને ઉભો રાખી તેને પુછ્યું, 'કેમ ભાઇ, આ ટાઢે પહોરે આટલા બધા ઉકળી જવાનું કંઇ કારણ ?'

'આ તારો વાંદરો !' એણે ચીડાઇને કહ્યું, 'આવીને મારા પાંજરામાંના પોપટને બધો પીંખી ગયો, ને પીછાંબીછાં ઉખેડીને કરી મુકયો નરો ભુંજેલા ગાજર જેવો ! મોટા નવાબજાદા થઇને હાથીએ ચડી નીકળ્યા છો, તે વાંદરાને કબજે રાખોએ. મારે હાથ પડ્યો હોત તો તો ધણો ગે આ ધોકે-ધોકે પુરો કર્યો હોત !' મેં તેની માફી માગી અને રસ્તે પડ્યો.

બીજે દહાડે મળસ્કે, ગંગાસ્નાન માટે જનારાંના પગરવ ને કોલાહલ સાંભળી હું ઉઠ્યો અને પ્રાણીઓને ત્યાં જ[illegible]ાં મુકી નદીએ ગયો. ઘાટનાં પગથિયાં માણુસોથી ઉભરાતાં હતાં. કોઈ સ્નાનસંધ્યા કરતાં હતાં, તો કોઇ અર્ધ્ય આપવા માટે સૂર્યોદય થવાની રાહ જોતાં હતાં. હું નાહી રહ્યો એટલામાં તો પૂર્વ દિશા કુંકુમ રંગે રંગાઇ ઉઠી અને જોતજોતામાં સૂર્યનાં કિરણો ફુટી આવી ગંગાનાં પાણી પર ગેલ કરવા લાગ્યાં. ગંગાના સ્તોત્ર ભણુતા, શ્લોકો ગણુગણુતા ને અર્ધ્ય આપતા ભાવિક યાત્રાળુઓનાં ટોળાં, તેમનાં પવિત્ર ભાવમય મુખ ઉપર

પ્રકાશ પાડતાં ગંગાનાં ચમકતાં પાણી, ને પ્રભાતનું મંગલ વાતાવરણ, સૌ અંતરને આલ્હાદ પમાડી પુનિત બનાવે એવું હતું. પણ આ બધું જોવા હું રોકાઇ શકું તેમ નહોતું, કારણકે કિરીટ ને કપિને રેઢા મુકીને આવ્યો હતો તેની ચિંતા મારા મનમાં પેઠી હતી.

જાઇને જોઉં છું તો અજબ તાલ મચી રહ્યો હતો! કપિ કિરીટની ગરદન ઉપર ચડી બેઠો હતો; અને કિરીટ આ અટકચાળા પ્રાણીથી છંછેડાઇ ઉઠી ચીસો પાડતો આમતેમ ઘુમતો હતો ને સુંઢ વતી વાંદરાને પકડવા યત્ન કરી રહ્યો હતો. હાથીમાં એવી શક્તિ હોય છે કે તે પોતાની પીઠ પરની ચામડી ઉંચીનીચી ચાહે તેમ સરકાવી શકે છે, ને ઉપર બેઠેલો અજાણ્યો હોય તો તેને પાડી ભોંયભેગો કરી દે છે. પણ તેની ગરદન પર બેસનાર આગળ તેની કંઇ કારી ચાલતી નથી; કારણકે ત્યાંની ચામડી એ સરકાવી નથી શકતો. કપિ ઉસ્તાદ હતો એટલે આ યુક્તિ જાણી ગયો હતો, ને ડાહ્યોડમરો થઇ કિરીટની ગરદન પર ચોંટી રહ્યો હતો.

જતાંવેંત મેં કિરીટને બુમ પાડી એટલે તે ઘુમતો અટક્યો ને ધ્રુજતો ધ્રુજતો મારી પાસે આવ્યો. મેં કપિને ધમકાવી નીચે ઉતરવાનું કહ્યું; પણ તે તો જાણે કંઇ જાણતો જ ન હોય તેમ ભોળો ભટાક બની મારી સામે જોઇ રહ્યો. આથી ચીડાઇને મેં તેના પર એક પત્થર ફેંક્યો. ચીસો પાડતો તે ત્યાંથી કુદી ઝાડે ચડી બેઠો. મેં કિરીટને થાબડી આશ્વાસન દીધું ને તેનો કાન પકડી શહેરમાં દોરી ચાલ્યો.

કિરીટ મારે પડખે ચાલ્યો આવતો હતો. એવામાં એક ઘરની પછીતને છેડે એક દરમાંથી ઉંદર નીકળતો એની નજરે

પડચો. ઉંદરને જોતાં જ કિરીટે પોતાની સુંઢ વાળીને મોંમાં ઘોસી દીધી ને ઉભી પુંછડીએ નાઠો.

હાથી દુનિયામાં કશાથી ડરતો નથી,—ફક્ત ઉંદર સિવાય. કારણકે ઉંદર તેની સુંઢમાં પેસી જઈ ત્યાંથી નસકોરા વાટે તેના મગજમાં ઘુસી જાય છે, અને તેથી હાથી માથાં પછાડી પછાડીને મરે છે, એમ કહેવાય છે.

બજારમાં ચોતરફ ગભરાટ ફેલાઈ રહ્યો. હું આ જોઇને બહુ ઝંખવાણો પડી ગયો. આગળ કિરીટ ને પાછળ હું, એમ દોડતા દોડતા અમે અમારે મુકામે આવી પહોંચ્યા.

કપિ ત્યારનો હજી ઝાડ પર જ બેઠો હતો. મને જોઇને તેણે પોતાના હાથમાંની એક નાનીસરખી પૈસાની થેલી આમતેમ હલાવવા માંડી. એ જોઇને મારા પેટમાં ફાળ પડી !

અજાણ્યા શહેરમાં કોઇની પૈસાની થેલી આપણો વાંદરો ચોરી લાવે એ કેટલું નામોશીભર્યું કહેવાય ? અને જો કોઇને ખબર ન હોય કે વાંદરો જ ઉપાડી ગયો છે, તો એ ચોરીનું આળ કોઇ બીચારા નિર્દોષને માથે આવી ચડે ને નકામો તે માર્યો જાય.

આખરે પણ વાંદરાંની જાત ખરીને ? બધાં વાંદરાં એવાં જ અટકાળાં ને ઉઠાઉગીર હોય છે. એકવાર, હું નાનો હતો ત્યારે, મારી બે વરસની નાની બહેનને અમે ઓસરીમાં એક ટોપલીમાં સુવાડી રાખેલી. થોડી વારમાં તેનો રડવાનો અવાજ સંભળાયો. જઇને જોઇએ તો ટોપલી ન મળે ! રડવાનો અવાજ એક ઝાડ પરથી આવતો હતો. ત્યાં જોયું તો એક મોટું માકડું હાથમાં ટોપલી પકડી છેક ઉંચે બેઠું હતું, ને તેમાં પડીપડી



મારી બહેન ચીસો પાડતી હતી. તેને પકડવા ઝાડે ચઢીએ તો એ તો ત્યાંથી નાસી બીજે ઝાડે કુદી જાય; ને એ કુદાકુદમાં ક્યાંક બાળક ટોપલીમાંથી ઉછળી પડે તો એનાં તો સો યે વરસ પુરાં! હવે શું થાય?

પણ મારા બાપાએ યુક્તિ શોધી કાઢી. ઘરમાં જેટલાં ફળફળાદિ હતાં તે બધાં ઓસરીમાં પાથરી દીધાં ને બીજાં લાવવા માટે સાથીને બજારમાં મોકલ્યો. વાંદરાએ થોડાં ફળ જોઈને ઝાડ પર બેઠાંબેઠાં જ માથું ધુણાવ્યું કે એટલી લાંચ બસ નથી! એટલામાં બીજાં ફળ પણ આવી લાગ્યાં અને તે બધાં અમે ઓસરીમાં પાથરી દીધાં. હવે ભાઈસાહેબ ઝાડ પરથી ઉતર્યાં. પણ અજબ જેવું તો એ હતું કે ઉતરવામાં એણે એટલી સંભાળ રાખી કે ટોપલી સહેજ પણ વાંકી ન

વજે, કે બાળકને જરા પણ ઈજા ન પહોંચે. આવીને તેણે ટોપલી હળવે રહીને ઉમરા આગળ મુકી દીધી ને પોતે કેળાં ને સીતાફળના ઢગલા પર હાથ મારવા માંડયો. મારી બહેન ટોપલીમાં સલામત હતી. અમે ટોપલી ઘરમાં લઈ લીધી ને બારણાં બંધ કરી બારીના સળિયામાંથી જોવા લાગ્યાં.

પેલો માકડો તો ખાતો જાય ને કંઈક વિચિત્ર અવાજ કાઢી પોતાના સાથીઓને બોલાવતો જાય. થોડીક પળમાં તો અમારા છાપરા ને આસપાસનાં ઝાડો ઉપર હુકાહુક ને કુદાકુદ થઈ રહી અને અમારી ઓસરીમાં વાંદરાંઓની મહેફિલ જામી.



કપિના હાથમાં નાણુંની થેલી જોઇ વર્ષો પહેલાંનો ઉપલો બનાવ મને યાદ આવ્યો, અને મેં વણઝારનાં બધાં માણસોને જઇને ખબર કરી કે કોઇની પૈસાની કોથળી ખોવાતી હોય તો તપાસી લે. અને સાચે જ, એક માણસ પોતાના નોકર પર પોતાની થેલીની ચોરીનું આળ ચડાવી તેને ધમકાવતો હતો.

મેં તેને ખરી બીનાથી વાકેફ કર્યો અને થોડાં કેળાં વેચાતાં લાવી ઝાડ નીચે મુકવાનું કહ્યું, ને સમજાવ્યું કે થોડી વાર એક પડખે લપાઇ રાહ જોશો એટલે વાંદરો કેળાં લેવા નીચે ઉતરી આવી તમારી થેલી મુકી જશે.

એક તો કિરીટના નાસવાથી હું ઝંખવાણો પડ્યો હતો, તેમાં આ નામોશીને લીધે મને વધુ દુ:ખ થયું ને હું પાછો કિરીટને લઇ શહેરમાં ગયો.

અમે ચોતરફ જોતા મુંગામુંગા ચાલ્યા જતા હતા, એ-વામાં કોણ જાણે ક્યાંથી કુતરાંનું એક મોટું ટોળું આવી ચડ્યું ને કિરીટને ઘેરી વળી ભસવા લાગ્યું. પણ એ તો બેદરકારીથી દૃઢ બની ચાલ્યો જતો હતો. થોડી વારમાં તો કુતરાંનાં ટોળાં પર ટોળાં આવવા લાગ્યાં અને અમે એટલા ઘેરાઇ વળ્યા કે આગળ ડગ દેવું પણ મુશ્કેલ થઇ પડ્યું. ભસવાનો શોર એટલો મચી રહ્યો કે કાનપડ્યું સંભળાય નહિ. કોઇકોઇએ તો કિરીટને પગે ઝાવાં નાખવાની પણ હિંમત કરવા માંડી. હવે હું મુંઝાયો. કુતરાંને હાંકવા લાકડી તો શું, પણ પત્થર સરખો યે મળે નહિ. હું તો હજી મુંઝવણમાં વિચાર કરતો હતો, એવામાં કિરીટે એક કુતરાંને સુંઢેથી પકડી લીધું ને હવામાં ઉંચે ઉછાળ્યું. તે એને ભોંયે પછાડવાની તૈયારીમાં હતો એવામાં મેં કિરીટને કહ્યું. 'અરે અરે, ભાઇ; આ શું ? નાહક બીચારાને શા માટે મારી નાખે છે ? એ કંઇ તને કરડવાનું નથી. મુકી દે નીચે એને.'

આ જ પળે કુતરાએ પણ એક કારમી ચીસ પાડી. કિરીટે તેને હળવે રહીને જમીન પર મુકી દીધું; પણ કુતરૂં તો બીચારૂં સુંઢની ભીંસણથી જ રામશરણ પામી ગયું હતું. આ જોઇ સૌ કુતરાં પલાયન કરી ગયાં.

ઉપરાઉપરી આમ માઠા બનાવો બનવાથી હું તદ્દન બેચેન થઇ ગયો ને કિરીટને લઇ વળી પાછો શહેર બહાર આવવા નીકળ્યો. કિરીટ સીધો ગંગાઘાટ તરફ વળ્યો અને શોકભરેલે હૈયે ધીમેધીમે પગથિયાં ઉતરી નદીમાં જઈ પડયો. હું કાંઠે ઉભોઉભો જોતો હતો. પોતે કંઇક ન કરવાનું પાપ આજ કર્યું છે એવું તેને લાગી આવ્યું હતું, એટલે પતિતપાવની ગંગામાં સ્નાન કરી તે સ્વસ્થ થવા યત્ન કરતો હતો. પછી તો હું પણ નાહ્યો.

બપોર ઢળવા આવ્યા હતા એટલે હું ને કિરીટ મુકામે પાછા આવ્યા. વણઝાર ચાલી ગઈ હતી અને કપિ મારી રાહ જોતો ઝાડ પર બેઠો હતો. ઝાડ નીચે પડેલી કેળાંની છાલો પરથી હું સમજી શકયો કે તેણે થેલી પાછી સોંપી દીધી હશે. મેં કે કિરીટે તો સવારનું કાંઇ ખાધું જ ન હતું. અમને ભુખ કકડીને લાગી હતી અને શહેરથી અમે તદ્દન કંટાળી ગયા હતા, એટલે મેં જલદી ઉપડવાનો ઠરાવ કર્યો ને કપિને હાંક મારી. એક ક્ષણમાં તે કુદી આવી મારે ખભે બેઠો ને અમે શહેરને છેલ્લી સલામ કરી. મારી ખાતરી થઇ ગઈ હતી કે પ્રાણીઓને શહેરમાં લઇ જવાં એ ઉપાધિ રૂપ જ છે. જંગલમાં ઉછરેલાંને શહેર કદિ ફાવવાનું નહિ.

પાછા ઘેર પહોંચતાં અમને ઘણા દિવસ લાગ્યા. અરધો-એક પંથ કાપ્યા પછી એક દહાડો અમે એક નદીને કાંઠે આવી પહોંચ્યા. તેને સામે તીરે ઘાડું જંગલ આવેલું હતું. કિરીટ તાપ અને થાકથી એટલો હેરાન થઇ ગયો હતો કે નદીકિનારાની ભીનાશવાળી મીઠી વાસ આવતાંવેંત તે ગાંડાની

પેઠે દોડી પાણીમાં જઇ પડચો. હું ને કપિ તેની પીઠ પર જ બેસી રહ્યા. પણ કિરીટ તો પાણી દેખીને જાણે ગાંડો બની ગયો હતો. તેણે તો નદીમાં આમતેમ ઘુમવા માંડયું. કપિ મને બાઝી પડચો હતો, કારણકે વાંદરાંઓને તરતાં નથી આવડતું હોતું. કિરીટને આમ રમતે ચડેલો જોઇ હું કપિને લઇ તરીને નદી બહાર નીકળી ગયો.



પોતાની પીઠ પરનો ભાર હલકો થવાથી કિરીટ વધારે આનંદથી નદીમાં ઘુમવા માંડચો અને સુંઢ વડે પાણી ખેંચી ખેંચી, કાંઠા પર બેઠેલા કપિ સામે છાંટવા લાગ્યો. કપિએ આથી ચીડાઇને, પોતે ન ભીંજાય એટલે છેટે કાંઠા પર રહી, તેની સામે દાંતિયાં કરતાં આમતેમ કુદાકુદ કરી મુકી. વાંદરાં પાણીથી બહુ બીએ છે. એક તો એમને તરતાં નથી આવડતું હોતું, અને બીજું એ કે ઝાડની એક ડાળીએથી બીજી ડાળી પર કુદાકુદ કરવાની એમને ટેવ પડી ગએલી તે પ્રમાણે તેઓ પાણીમાં પણ એક મોજા પરથી બીજા મોજા પર કુદવા

જાય એટલે પરબારા તળીએ !

હાથી અને વાંદરાને રમતા મુકી હું થાકને લીધે નદીકાંઠે એક ઝાડ નીચે સુતો અને તરત ઉંઘી ગયો. થોડી વારે વાંદરાની ચીચિયારી અને હાથીની ચીસો સાંભળી હું ઝબકીને જાગી ઉઠ્યો. જમીન પર બેઠોબેઠો કપિ થરથર કંપતો હતો અને તેની સામે ઉભોઉભો ક્રિરીટ પોતાની સુંઢ હવામાં ઉછાળીને, પોતાનામાં હતું તેટલું જોર કાઢી ચીસો પાડતો હતો.

કોણીભર ઉભા થઇ મેં નજર કરી તો હાથીના આગલા પગ વચ્ચે એક મોટો સાપ દબાએલો મેં જોયો. મારૂં તો એ જોઇને લોહી જ ઠરી ગયું ! જોકે ક્રિરીટ પાંચ વર્ષનો થયો હતો એટલે તેની ચામડી એટલી જાડી બની ગઈ હતી કે તેમાં સાપની દાઢ પુટ થાય એમ તો નહોતું. કપિ તો બીકથી શીંગડા જેવો જ બની ગયો હતો. નહોતો તે બેઠો હતો ત્યાંથી નાસી જઇ શકતો, નહોતો આગળ જઇ શકતો કે નહોતો મારી પાસે આવી શકતો. હું હળવેથી ઉઠી, ક્રિરીટને આંટો ફરી, લપાતો લપાતો કપિની પાછળ જઇ બેઠો. તે એટલો બધો બીનો હતો કે તેને જો અડીએ તો આપણને જ ચોંટી પડે; કારણકે એને તો એમ જ લાગે કે એને સાપે ફટકાવ્યો !

શું બન્યું હતું તે હવે મને સમજાયું. ક્રિરીટનો એક પગ બરોબર સાપના વચગાળાના ભાગ પર આવેલો હતો. તેની કરોડ ભાગી જવાથી તે હાલીચાલી શકે એમ તો નહોતું; પણ તેનો આગલો ભાગ સાબુત હતો, તે પર ઉભો થઇ હથેળી જેવડી ફેણ માંડી ક્રિરીટના બીજા પગ પર તે ઝાવાં નાખતો હતો. પણ તેનાથી બહુ વાર ઉભું ન રહેવાતું, એટલે વળી પાછો જમીન પર પડી જતો. આ લાગ જોઇ ક્રિરીટ

પોતાનો બીજો પગ તેના પર મુકવા જતો, પણ એટલામાં તો નાગ પાછો ફેણ માંડી ઉભો થઇ ઝાવું નાખતો.

સાપની કરોડ ભાંગી ગઇ હતી અને કિરીટનો એક પગ તેના ઉપર હતો એટલે તે હાલીચાલી શકે એમ તો નહોતું. તેથી મેં પાસે જઇ લાકડી વડે તેને ઠાર કરવાનો નિશ્ચય કર્યો. જેવો હું લાકડી લઇ આગળ વધ્યો તેવી જ સાપ પર ઠરી રહેલી વાંદરાની નજર મારા પર પડી અને ચીચિયારી પાડતો એ ત્યાંથી નાસી પાસેના ઝાડ પર ચડી ગયો.

જે પળે વાંદરો કુદ્યો તે જ પળે સાપે હાથીના પગના નખ પર દંશ દીધો. જોકે તેને કશી ઇજા નહોતી થઈ, પણ મને બીક પેઠી કે હવે કદાચ કિરીટ લાંબા વખત સુધી આ ભારે શરીરે પોતાના ત્રણ પગ પર નહિ ટકી શકે. અને જો તે ભોંય પડયો તો સાપને તેની સુંઢ પર દંશ દેવાનો લાગ મળશે. હાથીના આખા શરીરમાં તેની સુંઢનો છેડો એ સુંવાળા-માં સુંવાળો અને કોમળ ભાગ છે. ત્યાં જો દંશ લાગે તો અચુક ઝેર ચડે. એટલે ઝડપથી મેં સાપ પર લાકડીનો ઘા કર્યો. પણ તેની ફેણ પરથી તે છટકી ગયો. તરત મેં બીજો ઘા કરવા લાકડી ઉગામી. તે ચુકાવવા સાપ પડખાભર પડી ગયો. અચાનક તે જ પળે કિરીટે પોતાનો બીજો પગ તેના માથા પર મુકી દીધો.

સાપ ચગદાઇ મુઓ હતો. કિરીટ ત્યાંથી દૂર જઇ નદીની રેતમાં પોતાના પગ ઘસીઘસીને સાફ કરવા લાગ્યો. મેં તેના પગમાં જોયું તો સાપનો દંશ ફુટ થયો નહોતો. એ જાણીને મારો જીવ હેઠે બેઠો ને મેં કપિને ઝાડ પરથી બોલાવવા સાદ કર્યો. પણ પોતાના બીકણપણાથી તે એટલો શરમાયો હતો

કે હેઠો જ ઉતર્યો નહિ.

સૂર્ય આથમતો જતો હતો. નદીને સામે કાંઠે જ ઘાડું જંગલ હતું. મને લાગ્યું કે નદી પર થઇને વહેતી પવનની લહરી જોડે માણસની ગંધ જંગલનાં વિકરાળ પ્રાણીઓને પહોંચી જશે. ઝપાટાબંધ સાંજ પડી ગઇ. નદીનાં મોજાં પર રમતાં સૂર્યનાં સોનેરી કિરણો ઉડીઉડીને પશ્ચિમ દિશામાં જતાં રહ્યાં, અને અંધકારની જંગી કાળી તલવારે આવી દિવસને કાપી નાખી રાતથી છુટો પાડી દીધો.

હું હાથીની પીઠ પર ચડી ગયો. ઝાડની ટોચ પરથી આવતા પંખીના કલરવ શમી ગયા હતા અને તમરાંના અવાજથી સાંજની શાંતિ વધારે ભયાનક બનતી જતી હતી. એવામાં નદીને સામે કાંઠેથી વાઘની ભયંકર ત્રાડ સંભળાઇ. બીજી જ પળે સામા કાંઠા પર ઘાસમાં ફરતું તેનું ચટાપટાવાળું શરીર મને દેખાયું. તેણે જોયું કે હું નદીને સામે કાંઠે હતો. વાઘના શરીર પરના પટા જે વાંકના હોય છે તેવી જ જાતના વળાંકો તે ઘાસમાં પાડતો વાંકોચુંકો ચાલે છે. ઉંચા ઘાસમાં ગમે તે પ્રાણી ચાલ્યું જતું હોય, તો પણ તેની ચાલથી ઘાસમાં જે વાંકાચુંકા વળાંકા પડે તે ઉપરથી જંગલના અનુભવી અને ભોમિયા લોકો કહી શકે છે કે એ કયું પ્રાણી ચાલ્યું જાય છે.

વાઘની ત્રાડ સંભળાઈ કે તરત તે આખા પ્રદેશમાં એક સન્નાટો છવાઇ ગયો. નાનાં પ્રાણીઓ જ્યાં હતાં ત્યાં ને ત્યાં જ બીકથી લપાઇ ગયાં ને વાઘ કયે રસ્તે જાય છે તે જોવા લાગ્યાં. ઝાડપાન ને ઘાસ પણ જાણે સ્તબ્ધ બની ગયાં હોય એવું લાગ્યું.

ધીમેધીમે રાત પડતી ચાલી...મેં કિરીટને એક ઝાડ જોડે

બાંધવાનો પ્રયત્ન કર્યો, પણ આજ એને બંધાવું નહોતું. એણે તો નદીકિનારા પર આમથી તેમ, જરા પણ અવાજ કર્યા વિના ટેલ્યા કર્યું. એકાએક તે ટેલતો અટકી ગયો અને કાન માંડી કંઇક ધ્યાનથી સાંભળતો હોય તેમ થંભી રહ્યો. હું પણ, તે શું કરે છે એ જોતો આતુરતાથી બેસી રહ્યો. એવામાં એકદમ નદીનું પાણી ઝાંખા પીળા રંગથી રંગાઇ ગયું અને જંગલ આખાને પાંદડેપાંદડે જાણે શાંતિ ધબકી રહી હોય એવો સુનકાર વ્યાપી રહ્યો. અચાનક પીળાશ પડતા ચંદ્રનું બીહામણું લાગતું બિમ્બ જાણે જંગલ પર કુદી આવ્યું. એ જોઇને કિરીટે જોરથી છીંકોટા નાખ્યા અને તે બેચાર ડગલાં પાછળ હટી ગયો.

હું પણ આશ્ચર્યથી દિગ્મૂઢ બની જોઈ રહ્યો; કારણકે આ-જનો ચંદ્ર મને તદ્દન જુદો લાગ્યો. માણસજાતને આવું ચંદ્ર-દર્શન ભાગ્યે જ થાય છે. એ ચંદ્ર જંગલનાં પ્રાણીઓને ઉનાળાનો સંદેશો આપતો હતો; એ ચંદ્રના દર્શનથી હાથી-ઓને મદ ચડતો; એ ચંદ્રનો સંદેશો સાંભળી હાથીઓ શિકારે નીકળતા, યુદ્ધે ચડતા અને પોતાને માટે હાથણીઓ પસંદ કરવા અંદરઅંદર દ્વંદ્વયુદ્ધ ખેલતા.

ઓચિંતો કિરીટ નદીના પાણીમાં કુદી પડ્યો. મેં તેને ઘણો યે વાર્યો, સમજાવ્યો પટાવ્યો, પણ એ તો એની ધુનમાં હતો. સાંમે કાંઠે પહોંચવા સારૂ તે ગાંડો બનીને નદી ઓળંગી રહ્યો હતો. ઘણીવાર તો તે આખો યે પાણીમાં ડુબી જતો. હું પણ ભીંજાઈ ગયો. નદી પાર કરી અમે સામે તીરે પહોંચ્યા અને જંગલના ઘાડા અંધકારમાં મળી ગયા. અહીં ઝાડી એટલી ગીચ હતી કે જાણે ચંદ્ર ઉગ્યો જ નથી એમ અમને લાગ્યું.

કેટલા કલાક વીત્યા હશે એ હું નથી કહી શકતો. મને

લાગે છે કે હું ઉંઘી ગયો હતો. પણ કદાચ મેં આ બધું જાગતાંજાગતાં પણ જોયું હોય. વખતે કાગાનીંદરમા હોઇશ. શું હશે તે હજી હું ચોક્કસ નથી કહી શકતો. પણ અચાનક કિરીટનો ચહેરો બદલાઇ ગયો. તેણે પોતાની આંખો મારી તરફ ફેરવીને બોલવા માંડયું.

'ભાઇ, આજે અમારા જંગલના ઉત્સવની રાત છે. હું ચાર મહીનાનો હતો અને મારી મા જોડે જંગલમાં રહેતો, તે દહાડે મારી માએ મને સંભળાવેલી એક વાત હું આજે તને કહેવા માગું છું. માણસોએ અમને પકડી લીધાં તે પહેલાંના થોડા જ દહાડા ઉપરની આ વાત છે. મારો જન્મ હિમાલયની તળેટીનાં જંગલોમાં થયો હતો. બરફથી ઢંકાએલાં એ ગિરિરાજનાં શિખરો અમે હમેશાં જોતા. એક દહાડો મેં મારી માને પુછયું કે ' મા, વાઘનું મોં આટલું બધું ગંધાતું કેમ હશે? જયાંજયાં વાઘ જાય છે ત્યાંત્યાં એની ભુંડી નઠારી વાસ આવ્યા જ કરે છે એ શું?'

મારી માએ જવાબ દીધો કે ' જંગલમાં રહેતાં પ્રાણીઓના ખોરાક બે જાતના હોય છે. કેટલાંક ઘાસપાન, કંદમુળ ને ફળફુલ ખાઇને જીવે છે; ને કેટલાંક, બીજાં પ્રાણીઓને મારી તેના માંસ પર નભે છે. પરમેશ્વરે વિચાર્યું કે જે બીજાં પ્રાણીઓને મારી ખાનાર છે તેનાથી બીજાંઓને ચેતવવાં તો જોઇએ. તેથી તેણે એવાં માંસાહારી પ્રાણીઓમાં એવી દુર્ગંધ મુકી, કે જેથી તે દૂરથી આવતું હોય ત્યાંથી જ તેની વાસ પ્રાણીઓને આવે, ને સૌ પોતપોતાના બચાવની તૈયારી કરી લે.'

મેં એ કાગાનીંદરમાં જ કિરીટને પુછયું, ' જંગલમાં તમે કેવી રીતે રહેતાં હતાં?'



ત્યાં એ જંગલકાંઠે નદી કિનારા પર મગરો પોતાનાં મોં ખુલ્લાં
કરી પડ્યા હતા, અને પક્ષીઓ તેમનાં મોંમાં જઇ તેમના દાંત
પરનાં જીવડા ખાઇ જઈ તેમનાં મોં સાફ કરતાં હતાં.
( કિરીટ : પૃ. ૧૨૯ )



વાઘ શિકાર પર પડ્યો.

( કિશોર : પૃ. ૧૩૪ )

તેણે જવાબ આપ્યો, 'અમારૂં જંગલનું જીવન બધું આનંદમય જ હતું. તેમાં પણ અમને ઘણીવાર જહેમત પડતી; પરંતુ એ જહેમતમાં યે આનંદ હતો. ઝાડનાં પાંદડાં ચીમળાવા ને પીળાં પડવા માંડતાં, એટલે અમે હિમાલયની તળેટી છોડી દક્ષિણ તરફ જવા ઉપડતાં. નદીઓ ને જંગલો ઓળંગતાં અમે દક્ષિણ તરફ મુસાફરી કર્યે જ રાખતાં. રસ્તામાં કોઇકોઇવાર અમે માણસોનાં રહેઠાણ આગળથી પણ પસાર થતાં. એકવાર અમે દરિયાકાંઠે જ્યાં નદી સમુદ્રને મળતી હતી તે પ્રદેશના એક જંગલમાં આવી પહોંચ્યાં. ત્યાં નદીના કાંઠા પર મગરો પોતાનાં મોં ખુલ્લાં કરી પડ્યા હતા, અને પક્ષીઓ તેમનાં મોંમાં જઇ તેમના દાંત પરનાં જીવડાં ખાઇ જઈ તેમનાં મોં સાફ કરતાં હતાં. આ જોઇને મને મનમાં થયું કે 'અરેરે, ભગવાને અમારા દાંત સાફ કરનારાં પંખી પણ કેમ નહિ સરજાવ્યાં હોય ? પાણીનાં પ્રાણીઓમાં પણ જે બીજાંને મારી ખાનારાં હોય છે તેમને કુદરતનો પેલો કાયદો તો લાગુ પડે જ છે. તે બધાનાં મોં ગંધાય છે.

અમે મુસાફરી કરતા ત્યારે સૌથી આગળ મોટા નર હાથીઓ ચાલતા. તેમની પાછળ અમે નાના હાથીઓ, અમારી પાછળ નાનાં બચ્ચાંવાળી માદા હાથણીઓ અને સૌની પાછળ જુવાન માદાઓ અને નર હાથી ચાલતા. રાત્રે અમે સુતા ત્યારે મોટા હાથી એક મોટા ગોળ કુંડાળામાં ગોઠવાઇ જતા; તેમની વચ્ચે જુવાન નર હાથીઓ કુંડાળું કરતા, અને તેમની વચ્ચે જુવાન માદાઓનું કુંડાળું થતું. પછી એ ત્રેવડા કુંડાળાની વચ્ચે, ચોતરફ હાથી અને ઉપર આકાશના તારાઓના રક્ષણમાં, અમે નાનાં બચ્ચાં સુતાં. ઘણી યે વાર ઉંઘમાં, હું અમારા મરી

ગએલા વડવાઓને પોતાના વિજળીના જેવા દાંતના ચમકારા કરી આકાશમાં ચંદ્રની સાથે લડાઇ કરતા જોતો.'

મેં સ્વપ્નમાં પુછ્યું, 'ગેંડો તમારો કંઇ સંબંધી થાય ખરો?'

'ગેંડો?' કિરીટે જવાબ આપ્યો, 'હા, ગેંડો એ પણ એક જાતનો હાથી જ છે. પણ તેને વિષે અમારામાં એક કથા છે. પરમેશ્વર એકવાર એક બહુ સુંદર હાથી ઘડતા હતા. તેમણે એના નાનાનાના પગ, જાડી ચામડી વગેરે બધું તૈયાર કર્યું, એવામાં તેમને ઉંઘ આવી. દરમિયાન સેતાને આવીને એ સુંદર હાથીનું મોં કદરૂપું ઘડી દીધું, અને તેને સુંઢ ચોંટાડવાને બદલે માથા પર શીંગડું ચોંટાડી દીધું! એટલે એમાંથી હાથીને બદલે ગેંડો પેદા થયો. ગેંડાને સેતાને ઘડ્યો છે તેથી જ તો એ આવો ક્રૂર, સ્વચ્છંદી ને વિકરાળ બન્યો છે. તે જ્યાં જાય છે ત્યા સત્યાનાશ જ વાળી મુકે છે. ઝાડને ઉખેડી મુકે છે, ભેખડો તોડી પાડે છે અને જે કંઇ પોતાની અડફેટે આવે તેના ચુરેચુરા ઉડાડી નાખે છે. વાઘ પણ તેનાથી ભય પામે છે કારણકે તેની જાડી ચામડીમાં વાઘના નહોરની પણ કંઇ કારી ફાવતી નથી. જો સાંભળ આ કડાકા. ગેંડો જ આવતો જણાય છે.'

એટલામાં તો અમારી નજીકનું એક મોટું ઝાડ ભારે કડાકા સાથે નીચે પડયું અને ગેંડાનો છીંકોટો સંભળાયો.

એકાએક સઘળે શાંતિ છવાઇ ગઇ અને થોડી જ વારમાં, કોણ જાણે ક્યાંથી, વાદળનાં ઘમસાણ જેવું હાથીઓનું એક મોટું ટોળું શાંતિથી ધીમેધીમે ચાલ્યું આવતું જણાયું. સઘળે અંધારૂંઘોર હતું.

કિરીટે મને કહ્યું, 'ઝાડ પર ચડી જા. આજની રાત તારે મને છુટો રહેવા દેવો પડશે.'

સ્વપ્નમાં કે ઉંઘમાં–કોણ જાણે કેમ–હું કિરીટના કહેવા મુજબ ઝાડે ચડી ગયો. કિરીટે ત્યાં ઉભા રહીને પડકાર કર્યો એટલે હાથીઓનું પેલું આખું ટોળું થંભી ગયું. તેઓ અંદર અંદર જે કંઇ બોલતા હતા તે હું સમજી શકતો હતો. કિરીટને જોઇને એક જુવાન દેખાતા હાથીએ તેના સામે જોઈ હસીને કહ્યું, 'જોયા આ ભાઈસાહેબ ? એના પગમાં સાંકળનો ડાઘ છે. માણસની ગુલામીની એ નિશાની છે.'

કિરીટે પોતાની સુંઢ ઉંચી કરી ત્રાડ મારી અને તેમનો એ લવારો શાંત કર્યો. પછી તે બોલ્યો, 'આજે હું તમારામાંની એક હાથણી પસંદ કરી લેવાનો છું. તમારામાંથી કોને મારા બળની પરીક્ષા કરવી છે ? ચાલ્યા આવો.'

એક જુવાનડો બોલ્યો, 'તારી ઉમર કેટલી ?'

'મરદની ઉમર ન પુછાય;' કિરીટે જવાબ આપ્યો, 'તમારામાંથી ગમે તે સામો આવે.'

એ ટોળાના મુખી જેવા જણાતા એક હાથીએ ગંભીરપણે ડોકું ધુણાવી કહ્યું, 'અમારામાંના નાનામાં નાના પણ એવા છે કે એમણે ભલભલા વિકરાળ વાઘોને પણ નમાવ્યા છે; કેટલાક નાનેરાઓએ મોટી ટેકરીઓના ફુરચેફુરચા ઉડાડી મુકયા છે; કેટલાકોએ જંગલોનાં જંગલો પોતાની સુંઢના સપાટે જડમુળથી ઉખેડી નાખ્યાં છે. માટે, ઓ માણસજાતના ગુલામ, જરા અભિમાન છોડી નરમાશથી વાત કર. અમારા જેવા જંગલવાસીઓમાંથી હાથણી જીતી જવી એ તારી ગુંજાશ નથી.'

કિરીટ ત્રાડ મારીને બોલ્યો, 'તમારી મરજી પડે તેને સામો લડવા મોકલો. મારે કબુલ છે.'

તરતજ નાનકડી ફુટતી આવતી દંતુડીઓવાળો એક

જુવાન હાથી ટોળામાંથી બહાર નીકળી સામો આવી ઉભો અને ત્રાડ મારી. કિરીટ ટટ્ટાર થયો. મેં તેના આખા શરીરમાંથી રોમાંચનો એક કંપ પસાર થતો જોયો. મેં ધીમેથી કહ્યું, ' જોજે પાછો હટતો ! '

તેણે પોતાની સુંઢ ઉંચી કરી મારા તરફ ઇશારો કર્યો અને પછી તરત પોતાના સામાવાળિયા પર તુટી પડયો. થોડી વારમાં એક નાનકડી સુંદર હાથણી ટોળામાંથી બહાર નીકળી જરા દૂર જઇને ઉભી રહી. તે ઉપરથી મેં જાણ્યું કે તે જ આ દ્વંદ્વયુદ્ધમાં જીતનારને વરવાની હશે.

બે મોટા ખડકો એકબીજા સાથે અથડાતા હોય તેમ એ બે હાથીઓ સામસામા હુમલા કરતા હતા. કિરીટના દંતુશળ બરોબર ઘા કરી શકે એટલા લાંબા હજુ થયા નહોતા. તેથી તેને સામાવાળિયાના દાંતના ઘાથી પોતાનું રક્ષણ કરવાને બહુ જ સાવચેત રહેવું પડતું. એટલામાં તો એ બે હાથીઓએ સુંઢોના આંકડા ભીડી ચકરચકર ફુદડી ફરવા માંડી. કોઇ મોટો ડુંગર ભમરડાની પેઠે ગોળ ફરતો હોય એવું એ લાગતું હતું. અચાનક તેઓ અટકયા ને કિરીટ પોતાના આગલા પગ ઉંચા લઇ પાછલે પગે ઉભો થયો. એ જ ઘડીએ પેલો જંગલી હાથી પોતાની સુંઢ છોડવી નાખી કિરીટ પર દંતશુળનો ઘા કરવા ધસ્યો. પણ કિરીટે સમયસૂચકતા વાપરી પોતાના માથા વડે તેને એવી તો ટક્કર મારી કે તે પાછો ધકકેલાયો, અને વચમાં આવેલા એક ઝાડ સાથે અફળાવાથી પડતો પડતો બચી ગયો. હાથીઓની લડાઇમાં એવું હોય છે કે જે પડયો તે હાર્યો.

કિરીટે ધાર્યું કે પોતાનો હરીફ પડયો. એટલે તે તો જીતના વિચારથી આનંદ પામતો ઉભો હતો. તે આમ ગાફેલ હતો

એટલામાં પેલા જંગલી હાથીએ સાવચેતીથી પોતાનું શરીર સંભાળી લઇ ફરી હુમલો કર્યો. આ ઓચિંતું શું બન્યું તેનો કિરીટ વિચાર કરે તે પહેલાં તો દુશ્મનના દંતુશળ તેની ગરદનમાં પેસી ગયા. એક કારમી ચીસ પાડી કિરીટ પાછો હઠ્યો અને પોતાની ગરદન સામાના દંતુશળમાંથી ખેંચી કાઢી. તેના શરીરમાંથી એક ભારે થથરાટી પસાર થતી મેં જોઇ. હાથીનું ટોળું આનંદથી કીકિયારી કરી ઉઠ્યું અને તેઓ અંદર-અંદર કહેવા લાગ્યા કે 'આપણે જીત્યા છીએ.'

પણ તરત કિરીટે ગોળ કુંડાળું ફરવા માંડ્યું. સામાવાળાએ પણ તેમ કરવા માંડ્યું અને પાછા તેઓ સામસામા આવ્યા. આ વખતે આકાશ મેઘથી છવાઈ રહ્યું હતું અને વાદળનાં શિખરો ઉપર વિજળીની તીણી જીભો લબકારા કરી રહી હતી. આ દ્વંદ્વયુદ્ધ કરતા હાથીઓની ત્રાડોમાં મેઘગર્જના તો ક્યાંયે સમાઇ જતી હતી.

વળી પાછા બંને હાથીઓએ સુંઢોના આંકડા ભીડી જોરથી ફુદડી ફરવા માંડી. ઓચિંતી કિરીટે પોતાની સુંઢ મુકી દીધી અને પોતે સ્થિર ઉભો રહી ગયો. તેનો હરીફ તો હજી ફુદડી જ ફર્યા કરતો હતો. લાગ જોઈ કિરીટે તેના પડખામાં એવા તો જોરથી માથાની ઢીક મારી કે તે ગોથું ખાઇ નીચે પડ્યો. જેવો તે ઉભો થવા જતો હતો તેવો જ કિરીટે દોડી જઇ પોતાના આગલા પગ વડે તેને દબાવી દીધો. હાથીઓના આખા ટોળામાં આશ્ચર્ય અને વખાણના અવાજો થઇ રહ્યા. વૃદ્ધ મુખી હાથી બોલ્યો, 'થયું; તું જીત્યો છે.' તરત કિરીટ ખસી ગયો. ટોળું એને રસ્તે પડ્યું. હારેલો હાથી ક્યાં ગયો તે જણાયું જ નહિ.

પેલી હાથણી જે અત્યાર સુધી દૂર ઉભીઉભી લડાઇના પરિણામની વાટ જોતી હતી તે હવે કિરીટની પાસે આવી. એટલામાં તો પાસેના ઝાડ પર એક મોટા ભયાનક કડાકા સાથે વિજળી પડી. આખું જંગલ તેના ઘોર અવાજથી ગાજી ઉઠ્યું અને બીજી જ પળે મુશળધાર વરસાદ તુટી પડ્યો. હું તો ઝાડની જે ડાળ પર બેઠો હતો તેને આંધળિયાં કરીને જોરથી વળગી જ પડ્યો, કારણકે વરસાદ એટલો જોસબંધ પડતો હતો કે સ્થિર રહેવું મહામુશ્કેલ હતું.

આમ કેટલી ઘડી વરસાદ વરસ્યા કર્યો હશે તેનું મને ભાન ન રહ્યું. પણ મેં આંખ ઉઘાડી જોયું ત્યારે આકાશમાં થોડુંથોડું અજવાળું જણાયું. હજી પણ મોટાંમોટાં ફોરાં તો પડતાં જ હતાં. પરંતુ થોડી વારે તપાસ કરતાં જણાયું કે એ તો ઝાડનાં ભીંજાએલાં પાંદડાં પરથી પાણી ટપકતું હતું. વરસાદ તો રહી ગયો હતો. પણ હજી નીચે ઉતરવાની મારી હિંમત ન ચાલી.

ચંદ્ર આથમી ગયો હતો અને જંગલમાંથી જુદાંજુદાં પ્રાણીઓના અવાજ સંભળાતા હતા. થોડી વારમાં તો ઝાડ નીચે પ્રાણીઓની હલચલ સંભળાવા લાગી. ઝાડ પર બેઠેલાં વાંદરાં પોતાનાં ડીલ પરથી પાણી ખંખેરી રહ્યાં હતાં અને નીચે કોઇ પશુનાં ભારે પગલાં સંભળાતાં હતાં. એવામાં અચાનક બધું શાંત થઇ ગયું અને નીચેના ઘાસમાં વાઘના ચટાપટા જેવા વળાંકાવાળી હીલચાલ થતી જણાઇ.

એકાએક, પહેલાં કોઈ પ્રાણીની ચીસ, પછી વાઘની ત્રાડ અને તરત એક મોટો ભફાકો સંભળાયાં. મેં જાણ્યું કે વાઘ શિકાર પર પડ્યો. તમને કદાચ ખબર નહિ હોય કે વાઘની ત્રાડો જુદીજુદી જાતની હોય છે. તે ભુખ્યો ડાંસ જેવો થઈ

શિકારની શોધમાં જંગલમાં ચોમેર ભમતો હોય છે ત્યારે ગુસ્સાની વિકરાળ ત્રાડ પાડે છે; અને જ્યારે શિકાર તેના હાથમાં આવવાનો હોય છે ત્યારે આનંદથી ત્રાડ પાડે છે. એ ત્રાડ સાંભળતાં જ શિકાર અધમુઓ થઇ જાય છે. શિકાર ખાઇ રહ્યા પછી તે ધરાય છે ત્યારે ધીરૂંધીરૂં ધુરકે છે.

થોડી વારમાં પ્હો ફાટયો. મેં કિરીટને ઝાડ નીચે શાંતિથી ઉભેલો જોયો. નીચે ઉતરીને મેં તેના શરીર પર હાથ ફેરવી તપાસી જોયું કે રાતની લડાઇના કંઇ ઘા તેના પર હતા કે કેમ ? પણ કંઇ જણાયું નહિ.

કિરીટ પર સવાર થઇ નદી પાર કરી હું પાછો સામે કાંઠે ગયો. ત્યાં ઝાડ પર કપિ રાતના વરસાદથી પલળેલો ઠુંઠવાઇને બેઠો હતો. અમને જોતાંવેંત તે નીચે કુદી આવી મારે ખભે બેસી ગયો. થોડી જ વારમાં સૂર્યોદય થયો. અમે અમારે રસ્તે પડયા અને રસ્તામાં બીજી કશી મુશીબત વેઠયા સિવાય સલામત ઘેર પહોંચ્યા.

આગાઉ હું કહી ગયો છું કે કિરીટ કંઇ શિકારનો હાથી નહોતો. પણ જંગલમાંના આ છેલ્લા અનુભવો અને બનાવો પછી તે તદ્દન નિડર અને દૃઢ થઈ ગયો. જંગલી હાથી જોડેના એના દ્વંદ્વયુદ્ધને લીધે તો એનામાં પોતાના બળને વિશે એટલો આત્મવિશ્વાસ આવી ગયો કે ગમે તેવા ગંભીર અકસ્માતો કે આફતોથી પણ તે ગભરાતો નહિ. અને ત્યાર પછી ઘણે પ્રસંગે એણે એટલી નિર્ભયતા ને સાહસ દાખવ્યાં કે જાણે એ પહેલાંનો બીકણ ગભરૂ કિરીટ જ ન હોય !

પ્રાણીઓ ઉપર સંગીત કેટલી જાદુઇ અસર કરી શકે છે

તેની તો તમને ખબર હશે. મદારીઓ ભલભલા વિષધર સાપને પણ મોરલીના સુરમાં મુગ્ધ કરી ડોલાવે છે એ ય તમે જોયું હશે. સંગીતનો પ્રભાવ તો એટલો અદ્ભુત છે કે પ્રાણીઓ તો શું, પણ વનસ્પતિ સુદ્ધાં તેને વશ થાય છે! લજામણીના જેવો એક જાતનો છોડ થાય છે તેની આગળ જો તમે મીઠાં મૃદુ સૂરે મોરલી બજાવો તો તે જાણે ઉંઘમાં પડતો હોય તેમ ઢળી જાય છે! અને હરણ સંગીતનાં કેટલાં શોખીન હોય છે એ તો મેં મારી સગી આંખે જોયું ને અનુભવ્યું છે.

જેમ ગાય ભાંભરે છે ને કુતરાં ભસે છે, તેમ હરણ પણ એક જાતનો ખાસ અવાજ કાઢે છે; પરંતુ તે ઉપરાંત તેઓ એક જાતનો ધીમી મધુરી સીટી જેવો અવાજ કાઢી શકે છે. કોઇ દહાડો નમતે પહોરે, એકાદ જંગલને કાંઠે જઈ તમારી બંસરીમાંથી એ હરણની સીટી જેવા મધુરા સૂર તમે છેડો, ને પછી જોઈ લો મઝા.

નાનપણમાં મેં સાંભળેલું કે મોરલી કે બંસરીના સૂરથી પ્રાણીઓને મુગ્ધ કરી ડોલાવી શકાય છે. અને મને બંસરી ઠીકઠીક બજાવતાં આવડતી; એટલે એક દહાડો મને ધુન ચડી કે આજ તો ખાતરી કરી જોઉં. બપોર ઢળવા આવ્યા એટલે હું મારા ઘરથી થોડે દૂર, જંગલને કાંઠે, એક ઘેરા ઝુંડની શીળી છાયમાં એક શિલા પર જઇ બેઠો ને બંસરી બજાવવા માંડી. એક સૂર વગાડ્યો, બે વગાડ્યા, પણ કાંઈ જ પરિણામ ન આવ્યું. વળી ત્રીજો સૂર છેડ્યો. ઝાડીમાં કંઇક ખખડાટ સંભળાયો. પણ અંદરથી નીકળ્યું નહિ કાંઇ. એ તો ખાલી પવનને લીધે ડાળીઓ હાલતી હતી. હું નિરાશ થઈ ગયો. મને લાગ્યું કે મને કંઇ બરોબર આવડતું નહિ હોય, તેથી જ કોઇ



એક જ તરાપે વાઘ કિરીટની ગરદન પર ચડી ગયો ને દાંતો વળગ્યો.

( કિરીટ : પૃ. ૧૪૪ )

પ્રાણી ખેંચાઇ આવતું નથી.

સાંજ પડતી જતી હતી; અને બહાર જોકે ચૈતરવૈશાખનો સુરજ નાડા વા ઉંચે તપતો હતો, છતાં જંગલમાં અંધારૂં થવા માંડયું હતું. એટલે જતાંજતાં મેં છેલ્લો એકાદ સૂર અજમાવી લેવાના ઇરાદાથી ફરી બંસી છેડી. થોડી વાર સુધી તો કાંઇ જ પરિણામ આવ્યું નહિ. હું પણ પછી તો બજાવવામાં એવો એકતાન થઇ ગયો, કે કોઇ આવે છે કે નહિ તેની મને ખબર રહી નહિ. પણ અચાનક મેં કંઇક સુસવાટો સાંભળ્યો. બજાવતાં બજાવતાં મેં ઉંચે નજર કરી, તો થોડે દૂર એક સાબર ઉભો હતો. જાણે આતુરતાથી સંગીત સુંઘતો હોય તેમ તેનાં નસકોરાં ઉશ્કેરાટથી ફાટતાં હતાં અને તેનાં સુંદર શીંગ એક ઝાડ પર લટકતી વેલમાં ભરાયાં હતાં તે કાઢવા એ મથામણ કરતો હતો. મેં મારી નજર તેના પર સ્થિર કરી ને બંસી બજાવ્યે રાખી. આખરે તેણે બળ કરીને વેલમાંથી પોતાનાં શીંગડાં ખેંચી કાઢયાં. પણ વેલનો એક નાનોશો ટુકડો તેનાં શીંગડામાં ગુંચવાઇને ભરાઇ રહ્યો હતો તે, જાણે વનદેવીએ તેને હરિયાળી વનસ્પતિનો લીલોછમ મુગટ પહેરાવ્યો ન હોય, એવો તેને શિર શોભવા લાગ્યો. ધીમેધીમે તે મારી નજીક આવીને એકાગ્ર થઈ ઉભો રહ્યો.

મેં તો બજાવ્યે જ રાખ્યું, અને ધીમેધીમે ઘેરા જંગલના એ નીલા પડદા પાછળથી, સોનેરી રંગનાં સુંદર હરણાં એક પછી એક નીકળી આવી મારી આસપાસ વીંટળાવા લાગ્યાં. તલકાંવાળી નાજુક મૃગલીઓ, મોટા કસ્તુરી મૃગ, ફુટતી શીંગડીઓવાળાં હરણાં ને મોટમોટા કાળિયાર, સૌ સંગીતના તાનમાં મુગ્ધ થઈ ટોળે વળવા લાગ્યાં.

એકાએક મેં બંસી બંધ કરી. એ જ ક્ષણે એ આખા ટોળામાંથી જાણે એક ધ્રુજારી પસાર થઇ. પેલા સાબરે આગલા પગની ખરી જોરથી જમીન પર ઠોકવા માંડી, અને વિજળી ઝબુકે એમ આખું યે ટોળું એક પળમાં જંગલમાં અદૃશ્ય થઇ ગયું. દૂર દૂર, તેમના ચાલવાથી ઉંચા ઘાસમાં પડતા સુંદર વળાંકા આનંદપૂર્વક નીહાળતો હું ત્યાં બેસી રહ્યો.

પ્રાણીઓ ઉપર થતી સંગીતની આવી અજબ અસરની આ પ્રમાણે ખાતરી કરી લીધા પછી મેં કિરીટ અને કપિને પણ બંસરીના સુર પર કામ કરતાં શીખવવાનો વિચાર કર્યો. પણ કપિ તો સાંભળે જ શેનો? જેવો હું તેની સામે બંસી બજાવવા બેસું કે એ ઝોલાં ખાવા માંડે, કે કાં તો કુદીને ઝાડે ચડી બેસે! સાચ્ચે જ મને લાગે છે કે વાંદરાંને ભેજાં જ નહિ હોય.

પણ એથી ઉલટું, કિરીટ, પહેલાં જોકે એણે જરા કાશ કરાવી, પણ ઘણો સમજુ નીકળ્યો. પ્રથમ તો હું ગમે તેટલા સૂર વગાડું, પણ કાંઈ ધ્યાન જ ન આપે; પરંતુ વચ્ચે વચ્ચે એકાદ સૂર એવો આવી જાય કે એ સાંભળીને તે એકતાન થઇ જાય ને શાંતિથી સાંભળે. આમ, એને કયાકયા સૂર રૂચતા હતા તે મેં ધીમેધીમે જાણી લીધા. એ વગાડું ત્યારે પોતાની ચોમેર ઘુમ્યા કરતી અટકચાળી સુંઢ અને સુપડા જેવા ઝુલતા કાન સ્થિર કરીને એ સાંભળે. પણ કમનસીબે એને અસર કરી શકનારા સૂર મને એટલા દુર્લભ હતા કે માંડ થોડી જ પળ હું તે જાળવી શકતો, ને પાછા ગુમાવી બેસતો. છતાં થોડાં જ અઠવાડિયાંમાં મેં એ સૂર પર કાબુ મેળવી લીધો અને શ્રાવણ મહીનો આવતાંઆવતાંમાં તો હું કિરીટને લગભગ પા કલાક સુધી તે સૂર પર સ્થિર કરી શકવા લાગ્યો.

શિયાળો ઉતરીને સામો ઉનાળો બેઠો. હવે તો કિરીટને મેં બરોબર મારા સંગીતના કાબુમાં લઈ લીધો હતો. એ સંગીત વડે જ હું એની પાસે બધું કામ કરાવતો. ઘણી યે વાર હું એની પીઠ પર—લગભગ એની ગરદન પર બેસતો. ને દિવસોના દિવસો સુધી એક શબ્દ પણ બોલ્યા વિના, માત્ર મારી બંસીના સૂર વડે એને દોરીને તથા ફાવે તે કામ કરાવીને મુસાફરી કરતો.

આ ઉનાળે એક ભારે વિકરાળ ને હિંમતબાજ વાઘ અમારા ગામડામાં પેઠ્યો. હિંમતબાજ એટલા માટે કહું છું કે વાઘ સાધારણ રીતે માણસની વસ્તીથી હમેશાં ડરે છે. પણ આ વાઘ તો ભર વસ્તીમાંથી પોતાનો શિકાર ઉઠાવતો; અને તે પણ માણસનો જ શિકાર !

એનું માથું મોટા માટલા જેવડું લાગે. અને ડીલે પણ નાનોસુનો નહિ,—ખાસ્સો આખલા જેવડો ! પહેલાં તો એ રાતે છાનોમાનો આવીને એકાદ ઢોર ખેંચી જતો. પણ એક રાત્રે તેણે એક ભરવાડને મારી નાખ્યો તે દહાડાનું એ માણસનું લોહી ચાખી ગયો. ને પછી તો એ માણસ સિવાય બીજા કશાને મારતો જ નહિ !

અમારૂં ઘર બરાબર જંગલના કાંઠા પર જ હતું એ વાત હું આગળ કહી ગયો છું. તેની બારીઓ લોઢાના મજબુત સળિયાની એવી ઘટ જાળી વડે જડી દીધેલી હતી, કે નાનાં જીવડાં સિવાય બીજું કશું અંદર આવી જ શકે તેમ નહોતું. એક દહાડો સાંજ પડવા આવી હતી. આઠેક વાગ્યા હશે; પણ ઉનાળાના દહાડા, એટલે હજી થોડુંથોડું અજવાળું હતું. એવામાં મેં લોંકડીની ચીસ સાંભળી. વાઘ નીકળવાનો હોય છે તેની અગાઉ હમેશાં લોંકડીની ચીસ સંભળાય છે. ઇશ્વરની લીલા

એવી છે કે દરેક પ્રાણીમાં એણે કંઇ ને કંઇ પ્રેરણા મુકી જ હોય છે: જેવો વાઘ બહાર શિકારે નીકળે છે કે તરત લોંકડીને કુદરતી રીતે જ તેની ખબર પડી જાય છે. તે વાઘની આગળ દોડતી દોડતી ચીસો પાડતી નીકળે છે ને બીજાં પ્રાણીઓને ચેતવતી જાય છે.

આ વાતની મને ખબર, એટલે લોંકડીને અમારા ઘર આગળથી નીકળતી જોઇ હું આતુરતાથી વાઘના આવવાની રાહ જોઇને બારી પાસે બેઠો. અને સાચ્ચે! થોડી જ વારમાં વાઘના મોંની માથું ફાટી જાય તેવી દુર્ગંધ આવવા લાગી. બેએક પળમાં તો, રાતના ઘેરાતા જતા અંધકારમાં, મેં એક મોટા આકારનો ઓળો અમારી બારી આગળ ઉભેલો જોયો. થોડી વાર રહીને એ તો ત્યાં અડંગો જમાવીને બેઠો; અને તરત જ દૂરથી આવતી લોંકડીની ચીસો બંધ થઇ ગઇ.

બરોબર અમારી બારીની સામે જ વાઘને બેઠેલો જોઈ મને બીક તો બહુ લાગી; પણ મારે તો વાઘને નિરખીને જોવો હતો, એટલે હિંમત ધરીને મેં દીવાસળી સળગાવી. જંગલનું એકેએક પ્રાણી—મોટા સિંહથી માંડીને ઝીણા જીવડા સુધીનું દરેક—અગ્નિથી બહુ જ બીએ છે! દીવાસળી સળગતી જોતાં જ વાઘ એવો તો બીનો કે ઘુરકાટ કરતોકને કુદીને નાઠો.

આ પછી તે જરા વહેલો આવવા માંડયો. બપોર નમીને સાંજ પડવા માંડે કે ભાઇએ કયાંક દેખા દીધી જ હોય. એક દહાડો તો સાંજે ચારેક વાગ્યે અમે તેને નદીને સામે કાંઠે એક ટેકરા પર ઉભેલો જોયો. અમારી નદી જોકે બહુ જ છીછરી હતી–માંડ કાંડાબુડ પાણી હશે–પણ તેનો પટ અત્યંત પહોળો હતો. ને એમાં ઠેરઠેર રેતીના નાનામોટા ટેકરા રચાયા હતા.

ગામ તરફ જોઇને ભારે આનંદથી ઘુઘવતો તે ટેકરા પર ઉભો હતો:

આપણે ત્યાં તો હથિયારબંધીનો કાયદો રહ્યો, એટલે ગામમાં કોઈની પાસે લાકડી સિવાય બીજું હથિયાર ભાગ્યે મળે. આથી અમારે તો, જ્યારે જ્યારે આવું કોઇ જંગલી પ્રાણી રંજાડ કરતું, ત્યારે સરકારમાં લખાણ કરાવીને મદદ માગવી પડતી! આવી નિરાધારીથી મને ઘણી યે વાર ચીડ ચડતી; અને એવું થઇ જતું, કે આ સરકારની મદદ આવે ત્યાં લગી આમ બાયલા બનીને રોજ જાનમાલનું નુકસાન થવા દેવા કરતાં તો એકાદ બંદુક મેળવીને તરત જ એ વાઘને ઠાર કરી દઇએ! પણ થાય શું?

પરંતુ આખરે ગામલોકે સરકારમાં લખાણ કર્યું અને એક દહાડો એક લાલબુમ જેવો અંગ્રેજ બંદુક લઇને અમારા ગામમાં આવી પહોંચ્યો.

જંગલી પ્રાણીઓનો શિકાર જંગલમાં તો હમેશાં કોઇ ઉંચે સ્થળે બેસીને જ થાય છે. એથી શિકારીની નજર ચોતરફ ફરતી રહે છે ને તે સહેલાઇથી શિકાર પર પોતાનું નિશાન તાકી શકે છે. આને માટે ઘણુંખરૂં હાથી જ પસંદ કરવામાં આવે છે; અને જ્યાં હાથી ન મળી શકે ત્યાં શિકારના માચડા બાંધવામાં આવે છે.

એટલે એવું ઠર્યું કે મારે કિરીટને લઇને એ અંગ્રેજની જોડે જંગલમાં જવું અને કિરીટ શિકાર માટે બરોબર ચાલી શકશે કે કેમ તેની ખાતરી કરાવવી. આથી એક દહાડો પેલા સાહેબને મારી જોડે કિરીટ પર બેસાડી હું જંગલમાં લઇ ગયો. ત્યાં એણે પોતાની બંદુક વડે થોડાંક પક્ષી માર્યાં. કિરીટે અગાઉ કદિ જ બંદુકનો બાર સાંભળ્યો નહોતો; એટલે ગામમાં સૌને અણભરોસો હતો કે કદાચ કિરીટ ભડકશે. પણ ગોળીઓની

એ તડાતડીથી એનું તો રૂંવાડું સરખું યે ફરકયું નહિ, અને રજ પણ નવાઇ પામ્યા વિના શાંત બેપરવાઈથી એણે અમને જંગલમાં ફેરવ્યા.

આમ કિરીટની કસોટી કરી લીધા પછી એક દહાડો મળસ્કે ચાર વાગ્યે અમે પેલા વાઘને ઠેકાણે કરવા સારૂ ઉપડયા. હું કિરીટની ગરદન ઉપર—લગભગ તેના માથા આગળ મારી બંસી લઇને બેઠો. પેલા અંગ્રેજને બીજી કોઇ રીતે હાથી પર બેસવું ફાવે એમ નહોતું, એટલે એને માટે હોદ્દો તૈયાર કરાવ્યો હતો. તેમાં એ પોતાની બંદુક લઇ સજ્જ થઈ બેઠો. નદી પાર કરી અમે જંગલમાં પેઠા. વાઘને વારો કરીને-ભડકાવીને ઝાડીમાંથી બહાર કાઢવા માટે ઢોલ-નગારાંવાળા માણસોને અગાઉથી જ મોકલ્યા હતા. જંગલ જરા ગીચ હતું, એટલે માથે હોદ્દા સાથે ચાલતાં કિરીટને મુશ્કેલી પડતી.

આશરે બેએક કલાક પછી અમે એક ખુલ્લી જગ્યામાં આવી પહોંચ્યા, અને હાથીને ત્યાં જ અટકાવી બધાં પ્રાણીઓને વારો કરી આ નાનકડા ચોગાન તરફ હાંકવાં એવું ઠરાવ્યું. આજનું જંગલનું પ્રભાત હમેશના જેવું ખુશનુમા નહોતું, એટલે મને જરા બેચેની લાગતી હતી અને કિરીટ પણ ઢીલો જણાતો હતો. ચોમેર સુંઢ ફેરવી ઝાડની ડાંખળીઓ તોડીતોડીને તે આમતેમ ફેંક્યા કરતો હતો. અધુરામાં પુરૂં, ઉપર બેઠેલા સાહેબને અંગ્રેજી સિવાય બીજું કાંઇ આવડતું નહોતું, ને મને અંગ્રેજી ન આવડે, એટલે અમે બહુ જ ઓછી વાતચીત કરતા હતા; અલબત્ત, જે કરતા તે પણ ઇશારાથી જ.

સૌથી પહેલું અમારી તરફ લીલી વનરાજીમાંથી ચમકારા કરતું સોનેરી રંગનું હરણાંનું એક ટોળું દોડી આવ્યું, ને તરત

બીજી બાજુ અદૃશ્ય થયું. ત્યાર પછી થોડી વાર બધે શાંતિ છવાઇ રહી હતી, તેમાં એકાએક ગેંડાનો છીંકોટો સંભળાયો. એ તો હમેશની જેમ મારપછાડ કરતો ને પોતાની અડફેટે જે આવ્યું તેનું સત્યાનાશ વાળતો સીધો જ ધસમસી આવ્યો. એને જોઈ કિરીટે જરા મોં મરડ્યું; કારણકે હાથી જેવા શાણા પ્રાણીને ગેંડાના આવા ઉધમાત પ્રત્યે સ્વાભાવિક તિરસ્કાર હોય છે. ગેંડો પણ અમને જોઇ બાજુની ઝાડીમાં અદૃશ્ય થયો. પછી થોડી વારમાં જ મોટી દાતરડીવાળું ડુક્કર અને તેની પાછળ નોળિયાં, જંગલી બીલાડા અને બહુ ક્વચિત્ દેખાતી લોંકડીની ધીંધની ધીંધ નીકળી આવી. તેની વાંસે વળી એક ચિત્તો પણ કુદી આવ્યો. પરંતુ એ સૌ ખુલ્લા મેદાનમાં ન આવતાં, જાણે કોઇ લીલા જાળીવાળા પડદા પાછળથી પસાર થતાં હોય તેમ, ઝાડીમાં ને ઝાડીમાં જ નીકળી આવી અદૃશ્ય થયાં.

એવામાં એકાએક ખીજવાટભર્યો વાઘનો ઘુઘવાટ સંભળાયો. તે કાને પડતાં જ હોદ્દામાં બેઠેલો પેલો ગોરો બંદુક સંભાળી સજ્જ થઇ ગયો. વળી પાછી બધે ગંભીર શાંતિ છવાઇ રહી. તે શાંતિમાં દૂરદૂરથી પાસે આવતા જતા ઢોલત્રાંસાવાળાઓના અવાજ અને વારો કરનારાઓના હોકારા સંભળાતા હતા. અચાનક, જાણે મોટાં કાળાં વાદળાં ઝાડીમાંથી પસાર થતાં હોય તેમ, હાથીનું એક મોટું ટોળું, બહુ જ શાંતિથી, જરા પણ ખખડાટ કે ઉધમાત કર્યા વિના ત્યાં થઇને ચાલ્યું ગયું.

ફરીવાર જંગલ આખામાં એક ભયાનક ત્રાડ ફેલાઇ વળી. આ વખતે તે અમારી ઘણી નજીક સંભળાઇ. ઢોલત્રાંસાવાળા ને હાંકનારાઓનો શોરબકોર વધુ નજીકમાં સંભળાયો; પણ નજીક

આવતા જતા વાઘની ત્રાડોમાં એ બધું દબાઇ જતું હતું.

એક કુદકે તે મેદાનમાં આવીને ઉભો; પરંતુ બીજી જ ક્ષણે પાછો ઝાડીમાં અદૃશ્ય થયો. અમે એને એક ઝુંડમાંથી બીજામાં ને ત્યાંથી ત્રીજામાં પેસતો જોયો. થોડે દૂર જઇને તે અટક્યો. તેના પાછલા પગ ઝાડીમાંથી થોડા થોડા દેખાતા હતા.

કંઇપણ ચેતવણી આપ્યા વિના કે લેશમાત્ર વિચાર કર્યા વગર, પેલા અંગ્રેજે અધીરા થઇ વાઘના પાછલા પગ પર બંદુકનો બાર કર્યો. બીજી જ પળે, કોઈ ભીષણ મેઘગર્જના જેમ ત્રાડતો તે હાથીની સામે કુદી આવ્યો. કિરીટ જરા પાછો હટયો અને બે ડગલાં પાછે પગે ચાલી એક ઝાડને થડે પોતાની પીઠ ટેકવી ઉભો. હવે સ્થિતિ એવી બની ગઇ કે અંગ્રેજ બીજો બાર કરે તો મારા માથા સોંસરી ગોળી નીકળે તેમ હતું. હું બરોબર તેની ને વાઘની વચ્ચે હતો. તેણે નિશાન લેવા ઘણો પ્રયત્ન કર્યો, પણ વ્યર્થ. એટલે ન છુટકે તે રાહ જોઇને ઉભો.

પણ એટલામાં તો વાઘ ફરી કુદ્યો. એક જ તરાપે તે હાથીની ગરદન પર ચડી હોદ્દાને બાઝી પડયો. તેની ને ગોરાની વચ્ચે એક બંદુક પુરતું પણ છેટું ન રહ્યું, ત્યાં પેલો નિશાન કેવી રીતે લે? હું તો ગભરાઇ જ ગયો! વાઘના પંજા બરોબર મારી બેઠક પર ચોંટેલા હતા. મારી વાંસળી વાંસળીને ઠેકાણે રહી, ને હું તો પેલા ગોરાને ગાળો ભાંડવા લાગ્યો: 'એલા ભુંડના ભાઇ! બાપદાદે કોઈ દહાડો શિકાર કરેલા ખરા? શિકારને જોયા કર્યા વિના એમ અટકળિયા ઘા તે કદિ થતા હશે? અક્કલનો ઓથમીર નહિ તો. એમ પાછલા પગ પર ગોળી માર્યે તારો કાકો ઠાર થાય ખરો?'

ગોરો તો બીકથી બેબાકળો બની ગયો હતો. તેની બંદુક

તો તેના હાથમાં જ રહી. તેના ડોળા ફાટી ગયા. વાઘ પંજો લંબાવી તેના પર ઝાવાં નાખતો હતો. શું કરવું તેની કશી સુઝ તેને રહી નહિ. કિરીટે પોતાનામાં હતું તેટલું બળ કરીને વાઘને ઉથલાવી પાડવા સારૂ પોતાની પીઠની ચામડી ઉપર-નીચે કરી, પણ વાઘના પંજા તેના શરીરમાં ખીતીની જેમ ખુંચી ગયા હતા. તેની વેદનાથી તેણે કારમી ચીસ પાડી. પોતાની સુંઢ ઉંચી કરી, જરા આગળ વધી ખુબ જોરથી પાછળના ઝાડના થડ જોડે તેણે પોતાની પીઠ અફાળી, પણ વાઘે ચસ દીધો નહિ.

વાઘનો પંજો જેમજેમ નજીક આવતો ગયો તેમ તેમગોરો હોદ્દાના પાછળના ભાગ તરફ હટતો ગયો ને પાછલે ખુણે જઇ ભરાયો. આને લીધે તેની ને વાઘની વચ્ચે થોડું અંતર પડવાથી તેને નિશાન લેવા પુરતી જગ્યા મળી ગઇ. આ પળે મેં વાઘની આંખ, પહેલાં લાલ અને પછી પીળી થતી જોઇ. તેણે એક ભયંકર ઘુરકાટ કર્યો. શિકાર જ્યારે પોતાના હાથમાં હોવાની ખાતરી થઇ જાય છે એવે વખતે વાઘ આવો ઘુરકાટ કરે છે. એ સાંભળતાંવેંત જ શિકારના છક્કા છુટી જાય છે.

મેં નક્કી માન્યું કે હવે ગોરાનું આવી બન્યું. બીજો કશો જ ઉપાય હાથ રહ્યો ન હતો, એટલે મેં તરતબુદ્ધિ વાપરી કિરીટને પેલો 'ભયસૂચક અવાજ' દીધો. બીજી જ પળે કિરીટે આગળ વધી પોતાની સુંઢ નજીકના ઝાડની એક જાડી ડાળમાં ભરાવી, અને મોટા કડાકા સાથે તેને નીચે તોડી પાડી. આથી વાઘ ચમક્યો અને કડાકો કઇ દિશામાંથી આવ્યો તે જોવા તેણે મોં ફેરવ્યું. હવે તેનું માથું બરોબર મારે પડખે આવી રહ્યું, અને હુમલો મારા પર કરવો કે પોતાના પહેલાના શિકાર

તરફ ફરવું તેના વિચારમાં તે પળેક થોભ્યો. પણ એ પળ તો મને યુગના યુગ જેવડી લાગી. બીકથી મારૂં શરીર જાણે પાણીપાણી થઈ ગયું. પણ મેં મનમાં વિચાર કર્યો કે જો બીશ તો માર્યો જઈશ. એટલે ફરી પાછી મેં દિલમાં હીંમત આણી. કિરીટે પોતાની સુંઢ વડે વાઘને પકડવા પ્રયત્ન કર્યો, પણ વાઘે તેની સુંઢ પર પંજા વડે ઝાવાં નાખવા માંડ્યાં એટલે તેનું એ કંઇ ફાવ્યું નહિ. મારી બધી આશા છુટી ગઇ. મોત હવે હાથવેંત હતું.

એકાએક મારી નજર અંદર ગોરા ઉપર પડી. પોતાની ને વાઘની વચ્ચે ખાસ્સી બંદુક વા જગ્યા જોઇ તે બંદુક ઉચકી નિશાન લેતો હતો. આ જોઇ ગોરા તરફથી તેનું ધ્યાન ચુકાવવા મેં મારી બંસી વડે વાઘના પંજાના હાડકા ઉપર જોરથી મારવા માંડ્યું. તેણે મારી તરફ ફરી ઝાવું નાખ્યું, પણ મારી કેડે વીંટેલી શાલમાં તેના નહોર ભરાયા. શાલને ચીરાતી સાંભળી મારા મનમાં હાશ થઇ કે વાઘના નહોર ઠેઠ મારા શરીર સુધી પહોંચી શક્યા નહોતા. એ જ પળે મેં ગોરાને પોતાની બંદુકની નળી વાઘના કાનમાં ગોઠવતો જોયો.

પરંતુ તે પછી શું થયું તે મને યાદ નથી;—સિવાય કે મારા માથા ને મોં પર થઇને ગરમ લોહીનો ધધુડો વહેતો હતો! કિરીટ જીવ લઇને નાઠો અને મેદાન વીંધી સામે છેડે ઝાડીમાં જઇ ઉભો. તેની ગરદન પર થએલા નહોરના ઉઝરડા સિવાય તેને બીજો કશો મોટો જખમ થયો નહોતો. એટલામાં તો બીજાં માણસો પણ આવી પહોંચ્યા, એટલે મેં કિરીટને નીચે ઝુકાવ્યો અને અમે હેઠે ઉતર્યા. પેલો ગોરો, વાઘ કેવડો મોટો હતો તે જોવા સારૂ મેદાનમાં ગયો, ને હું

કિરીટને લઇ મારી ભાંગેલી બંસી શોધવા નીકળ્યો. ભાણુ બુડયે શિકારીઓ વાઘનું ચામડું ઉતરડી રહ્યા. એ માપ્યું તો પુંછડી બાદ કરતાં નવ ફુટ લાંબું હતું.

હાથી આમ તો જોકે બહુ નિઃસ્વાર્થી પ્રાણી છે, છતાં તે પણ જયારે ચોમેરથી તંગ થાય છે ને કશો જ ઇલાજ નથી રહેતો તે ઘડીએ માણસની પેઠે જ સ્વાર્થીપણે વર્તે છે. હું શું કહેવા માગું છું તે નીચેના બનાવથી વધુ સમજાશે.

એક દહાડો અમારી નદીમાંની એક માલ ભરેલી હોડીને ઉપલાણુ તરફ જવું હતું. પણ પાણીનું તાણ એટલું હતું કે ભારે મહેનત કરવા છતાં ખારવાઓ તેને એક હાથ સરખી પણ સામે વહેણે હંકારી શક્યા નહિ. એટલે છેવટે તેમણે હોડીને ખેંચાવી લઇ જવાનું ઠરાવ્યું અને અમને તેડું મોકલ્યું. હું કિરીટને લઇને ગયો. હોડીને લાંબાં દોરડાં બાંધી કિરીટને તેની સાથે જોતર્યો અને કાંઠેકાંઠે હાંકવા માંડ્યો. અગાઉ કદિ કિરીટે આમ ભાર ખેંચેલો નહિ, એટલે આ જોઇ મને બહુ ગમ્મત પડી. એણે તો ખુબ જોરથી આંચકો મારી ખેંચવા માંડયું. આથી દોરડું એટલું તો ચસકવા લાગ્યું કે જાણે હમણાં તુટી જશે. આંચકો વાગવાથી હોડી પણ હીલોળાઇને એક બાજુ નમવા લાગી. મને લાગ્યું કે હમણાં ઉંધી વળશે; પણ સહેજ માટે બચી જઇને પછી બીજી બાજુ નમી. આમ થવાથી ઉંધી વળવાની બીકે અંદરનાં માણસો બુમાબુમ કરવા લાગ્યા.

પણ કિરીટ તો સાંભળે જ શેનો? બસોએક વાર સુધી તે ખેંચ્યે ગયો, ને પછી એકાએક અટક્યો! સામા પુરનું પાણીનું જોર તો ભારે હતું જ, તેમાં તે આમ અચાનક અટ-

કવાથી વળી પાછો હોડીને આંચકો વાગ્યો ને અંદરનાં માણસો ઝુમાઝુમ કરી ઉઠ્યા. આવી રીતે પાણીમાં હોડી ખેંચવી હોય ત્યારે તેને જરાપણ આંચકો ન આવે એ રીતે, ઘણી જ ધીમેથી, આછે બળે ખેંચી હોય તો તે સપાટાબંધ સરકાતી આવે. મેં કિરીટને આ વાતની સમજણ પાડી ધીરેધીરે ખેંચવા કહ્યું. એક કલાકમાં તો તે આ રીત શીખી ગયો, ને પછી આખી મુસાફરી રમકડાંની માફક હોડીને સરકાવ્યે આવ્યો.

સફર પુરી કરીને અમે કિનારા પર રમતે ચડ્યા. કપિ તો હાથીની પીઠ પરથી ઉતરીને કાંઠેકાંઠે આગળ ભાગવા લાગ્યો. મેં કિરીટને તેની પાછળ જ જવાનું કહ્યું. પણ વાંદરાની ઠેકાઠેક પાછળ ઘુમવાનું શું ફળ આવે ? આ ઘુમામણમાં અમે કયાંથી કયાં જતા હતા તેની દિશાનું મને કશું ભાન રહ્યું નહિ, એટલે મેં પ્રાણીઓની જ યાદશક્તિ અને પ્રેરણા ઉપર આધાર રાખ્યો.

પણ વાંદરાએ અમને ખરેખર ફસાવ્યા. ઓચિંતો કિરીટ એક કલણમાં જઈ પડ્યો અને ધીમેધીમે અંદર ગરવા લાગ્યો. કલણ એટલે જમીનના ઉપલા પડ નીચે ઢંકાઇ રહેલું પોલાણ. નદીઓમાં પુર આવવાથી અથવા ભરતીઓટ થવાથી પાણીનો પટ વધે છે. આથી કાંઠા ઉપર જયાંજયાં પાણીનાં વમળ પડ્યાં હોય છે, ત્યાં પાણી ઘુમાઈ ઘુમાઇને ઉંડા ખાડા પડી જાય છે. જયારે ઓટ આવે છે કે પાણી ઉતરી જાય છે ત્યારે આ ખાડાઓમાં કીચડ એકઠો થાય છે. સાધારણરીતે કાંઠા પરનો કીચડ સુકાઇ જાય છે ત્યારે તેના પર થઇને માણસો આવજા કરે છે; પણ આવા વમળની જગ્યાએ પડેલા ઉંડા ખાડાની અંદરનો કીચડ સુકાતો નથી; માત્ર તેનું ઉપલું પડ સુકાએલું હોય છે. આથી માણસ તેના પર ભુલથી ચાલતાં

અંદર ખુંચી જાય છે. આવાં કલણને 'ભુવા' અથવા 'ફોડા' પણ કહે છે. એમાં ફસાયા પછી મોટું દુઃખ એ હોય છે કે જેમ-જેમ માણુસ તેમાંથી બહાર નીકળવાનો પ્રયાસ કરે છે, તેમતેમ તે અંદર ગરક થતો જાય છે. આવે વખતે માણુસે કાંઇ પણુ બળ ન વાપરતાં તરત ચત્તા સુઇ જવું, અને સાથે કોઈ માણુસ હોય તો તેને દૂર રહી કપડું કે દોરડું નાખવાનું કહેવું, અને તે પકડી રાખી પેલા માણુસને ખેંચી લેવાનું કહેવું. સાથે કોઇ માણુસ ન હોય તો ચત્તા સુઇને પછી આળોટતાં આળોટતાં પણુ તે ખાડો ઓળંગી જવાથી બચી જવાય છે.

કિરીટ બહાર નીકળવાને બળ કરતો હતો તેમ તે અંદર વધારે ગરક થતો જતો હતો. આથી તે એટલો ગભરાયો કે કોઇ પણુ ઉપાય શોધવા માટે ફાંફાં મારવા લાગ્યો. તેણે કપિને પકડવા પોતાની સુંઢનું ઝાવું નાખ્યું. તેના મનમાં કે આ નક્કર વસ્તુ છે, એટલે તેના પર પગ મુકીને હું બહાર નીકળી જઇશ! પણુ એ વાંદરો તે હાથમાં આવે? એ તો ચીચિયારી કરતો ભાગ્યો ને ઝાડે કુદી બેઠો.

પછી કિરીટે પોતાની સુંઢ ફેરવી પાછળની બાજુએ લંબાવી, ને પીઠ પરની ગાદી ખેંચી કાઢી તેના પર પગ મુકવા ફાંફાં માર્યા, પણુ વ્યર્થ. એટલે તેણે ફરીથી સુંઢ લંબાવી મારા પર ઝાવું નાખ્યું. કોઈ બીહામણો અજગર પોતાના શિકારને ગળવા જતો હોય એવી તેની સુંઢ ધીમે ધીમે વીંટળાતી તેના માથા પર થઇ મારા તરફ લંબાઇ. તેના સ્વાર્થની હવે હદ આવી હતી. પોતાની જાનને બચાવવા ખાતર, પગ તળે મુકવા માટે તે મને પણુ પકડવા તૈયાર થયો હતો!

કપિએ આ જોઇને ઝાડની ટોચેથી ચીચિયારી કરી મુકી.

એક ક્ષણમાં હું કિરીટની પીઠ પરથી કુદી દૂર જમીન પર પડ્યો, ને તરત ત્યાંથી ઉઠી નાઠો. એ તો ચીસો પાડતો ને મદદ માટે બુમબરાડા કરતો જ રહ્યો. બહાર નીકળવાના દરેક પ્રયત્ને તે વધુ ને વધુ અંદર ખુંચતો જતો હતો. તેનો આગલો ભાગ છાતી સુધી અંદર ખુંચી ગયો હતો, પણ પાછલો ભાગ જરા વધારે બહાર હતો; એટલે તે એવી ત્રાંસી રીતે ખુંચેલો હતો કે પોતાની જાતને ઉચકતાં તેને વધારે મુશ્કેલી પડતી હતી.

હું મદદ લેવા નજીકના ગામડામાં દોડ્યો. અમે દોરડાં ને પાટિયાં લઇને આવ્યા તે વેળાએ તે આખો હડપચી સુધી ખુંચી ગયો હતો; માત્ર શ્વાસ લેવા માટે તેણે સુંઢ બહાર ઉચકી રાખી હતી. એક જ ઉપાય હાથમાં હતો, અને તે એ કે હાથીને તેના પોતાના જ બળ વડે બહાર કાઢવો. એટલે અમે એક લાંબું દોરડું લઇ સામેના એક ઝાડને થડે બાંધ્યું, ને તેનો બીજો છેડો હાથી તરફ ફેંક્યો. તેણે તે પકડીને જોરથી ખેંચ્યું. દોરડું ચસકવા લાગ્યું અને હાથીના જોરથી ઝાડ પણ કડાકા કરવા મંડ્યું. આનું કંઇ બહુ સારૂં પરિણામ આવ્યું નહિ. માત્ર હાથી કાદવમાં ને કાદવમાં જરાક આગળ સરકાઇ આવ્યો હતો એટલું જ. ઉલટું તેનો પાછલો ભાગ કાદવમાં વધારે ખુંચ્યો હતો. હવે તે આખો યે ભુવામાં સપડાઇ ગયો.

પણ આથી એક બીજી વાત બની. તેની સુંઢમાં દોરડું આવ્યું ને તેણે જાણ્યું કે પોતાને ઉગરવાનો એ એક જ રસ્તો છે, એટલે તે દોરડાને કોઇ કાળે છોડે એમ નહોતો. તેને તે જીવની પેઠે વળગી રહ્યો હતો, એટલે હવે તેની નજીક જવામાં ભય નહોતો. તેનો પાછલો ભાગ હજી જરા અદ્ધર હતો, તેથી તેની નીચે પાટિયાં ગોઠવવાનો અમે વિચાર કર્યો.

પણ એમાં યે અમે નિષ્ફળ નીવડ્યા. તેના પગ ઠેઠ ખાડાને તળિયે જઇને અડ્યા હતા. પરંતુ આથી અમને એક નિરાંત થઇ, કે તે હવે વધારે ઉંડો ખુંચીને ગુંગળાઇ મરશે નહિ.

એના શરીરનો આગલો ભાગ જો કોઈ પણ ઉપાયે ઉચકવામાં આવે, તો પછી બાકીનું શરીર તો એ ખેંચી કાઢી શકશે એમ અમને આશા પડી. પણ એ બને કેવી રીતે? એ મોટા ડુંગરને ઉચકવા માટે બીજો કોઇ હાથી જ હોય તો બને. આમ વિચારી અમે આસપાસનાં ગામોમાં હાથીની શોધમાં નીકળ્યા. નસીબજોગે પાસેના જ એક ગામના રાજાને ત્યાંથી એક હાથણી મળી આવી. તપાસ કરતાં એ તો કિરીટની જ મા નીકળી. અમે એ રાજાને ત્યાં એને વેચી હતી. પણ આ ધમાધમમાં સાંજ પડી ગઇ ને અંધારૂં જામવા લાગ્યું, એટલે અમે કિરીટને ઇશ્વરને ખોળે સોંપી રાતની રાત તેને ભુવામાં જ પડી રહેવા દીધો.

બીજે દહાડે સવારે ઉઠીને જોયું તો તે એ જ સ્થિતિમાં હતો. સુંઢમાંનું દોરડું એણે જરા ઢીલું મુકયું હતું ખરૂં, પણ વધારે ઉંડો તે ખુંચ્યો નહોતો. તેને પણ હવે ખાતરી થઇ ગઇ હતી કે અમે તેને બચાવવા માટે જ મથામણ કરી રહ્યા હતા, તેથી હવે તે અમને પોતાની પાસે આવવા દેતો હતો. પાટિયાં ગોઠવી, તેની બરોબર કસોટી કરી, કિરીટની માને તેની પાસે લઇ જવામાં આવી. તેણે કિરીટની ગરદન આસપાસ સુંઢ વીંટાળી તેને ઉચકવા માંડ્યો. પણ થોડો ઉંચો થયો ન થયો ત્યાં તો તેણે દરદથી બરાડવા માંડ્યું, કારણકે તેનું ગળું ભીંસાવાથી તેને ગુંગળામણ થતી હતી. આથી તેને છોડી દેવામાં આવ્યો, એટલે વળી પાછો એ ઉંચો થએલો તેટલો અંદર ખુંચવા લાગ્યો.

પણ અમે વેળાસર ઝટપટ તેની છાતી અને કાદવની વચ્ચે પાટિયાં ગોઠવી દીધાં.

એ ઉપરાંત, નદી કાંઠે ઉભેલી એક હોડીમાંથી અમને કોઇએ એક લાંબું અને મજબુત દોરડું આપ્યું, તે પણ અમે ઝટપટ તેના શરીર નીચેથી સેરવી લીધું. પછી તેને સરકણી ગાંઠ વાળી કિરીટના શરીર ફરતો ગાળિયો કર્યો અને દોરડાનો બીજો છેડો તેની માના શરીરની આસપાસ બાંધ્યો. તેણે પોતાનામાં હતું તેટલું જોર કરીને ખેંચવા માંડ્યું. એ પણ ભારે જોરાવર નીકળી. જોતજોતામાં તેણે કિરીટનો આગલો ભાગ ખેંચી કાઢી ઉંચો કર્યો અને તેના પગ કાદવ પર ખદબદવા લાગ્યા. પણ એટલામાં અકસ્માત દોરડું તુટી ગયું અને કિરીટના આગલા પગ પાટિયા ઉપર જઇને પડ્યા. પરંતુ તેના પાછલા પગ વળી પાછા ખુંચવા લાગ્યા. અમારી આવેલી આશા ફરી ઉડી ગઇ. અમે ધાર્યું કે તે પાછો ફસાયો.

પણ અમે કલ્પી એટલી બધી ખરાબ સ્થિતિ નહોતી થઇ, કેમકે બીજું દોરડું સહેલાઇથી નાખી શકાય એટલી જગ્યા હતી. આ વેળા અમે બેવડું દોરડું નાખી તેને મજબુત ગાંઠ વાળી, અને તે ઉપરાંત પેલા ઝાડ સાથે બાંધેલા દોરડાનો છેડો પણ કિરીટની સુંઢમાં ટેકા તરીકે આપ્યો. તે એટલો હતાશ થઇ ગયો હતો કે હવે તો એ દોરડું પણ લેવાની ના પાડતો હતો. પણ મેં તેને સમજાવી પટાવી શાંત પાડ્યો.

છેવટે તેની માની મદદથી તેણે બળ કરીને પોતાનો પાછલો ભાગ કાદવમાંથી ખેંચી કાઢ્યો અને એક પછી એક બંને પગ પાટિયા પર માંડી તે ધીમેથી બહાર નીકળી આવ્યો. ટોળામાં સૌ આનંદથી બુમો પાડી ઉઠ્યા. નક્કર જમીન પર



હોડીને લાંબાં દોરડાં બાંધી કિરીટને તેની સાથે જોતર્યો અને કાંઠેકાંઠે હાંકવા માંડયો.

(કિરીટ: પૃ. ૧૪૭)



ક્રોધથી ગાંડો ને વિકરાળ બનેલો કિરીટ ધુધવાટા નાખતો આખલા તરફ ધસ્યો અને તેની ગરદન ફરતો સુંઢનો ભરડો લઇ તેને હવામાં અદ્ધર ઉછાળ્યો. (કિરીટ : પૃ. ૧૬૪)

કિરીટને પગ માંડતો જોઇ મને તો એટલો આનંદ થયો કે ન પુછો વાત. કપિ પણ પોતાના દોસ્તને સલામત બહાર નીકળી આવેલો જોઇ ઝાડ પરથી તેની પીઠ ઉપર કુદી આવી બેઠો. પણ અત્યારે કિરીટનો મિજાજ ઠેકાણે નહોતો, તેથી તેણે કપિને ઉથલાવી પાડયો.

પહેલું કામ મેં ઝાડની કુંળીકુંળી ડાખળીઓ તોડી કિરીટને ખવડાવવાનું કર્યું. તે પણ ભુખ્યો ડાંસ હતો, એટલે ઝાપટવા જ મંડી પડયો. મને પોતાને તો ખરેખરી શિખામણ મળી ગઇ હતી. વાંદરાની અક્કલ પર આધાર રાખી તેની પાછળ ભુમવામાં મેં મારા રતન જેવા હાથીનો જીવ જોખમમાં નાખ્યો હતો. ખરે જ, વાંદરાઓમાં અક્કલ હોય તો જોઇએ શું ?

કિરીટ મોટો થતો ગયો તેમતેમ તેણે ઘણી લાંબી મુસાફરીઓ ખેડી. ફળફળાદિ, તેજાના તથા સોનારૂપાની પાટો લઇને મોટીમોટી વણઝારો જોડે હિંદુસ્તાનના દૂરદૂરના મુલકોની કેટલી યે સફરો અમે સાથે ખેડી છે. એ બધીમાં કંઇ ને કંઇ મુસીબતો, આફતો ને અડચણો વેઠવાની આવે. સાહસો પણ એટલાં જ ખેડીએ. એનાં સૌનાં વર્ણનો કરવા બેસું તો દિવસોના દિવસો સુધી ખુટે નહિ.

વણઝારાની પોઠ જોડે મુસાફરી કરવામાં જે આનંદ આવે છે તેનું વર્ણન તો હું કરી જ શકવાનો નથી. હિંદુસ્તાનના એક છેડાથી બીજે છેડા સુધી રળિયામણા મુલકો, લીલોતરીથી ભરચક ખેતરો સુંદર અરણ્યો તથા વનો, ઘાડાં જંગલો કોતરો અને ખીણો, રમણીય ડુંગરાળ પ્રદેશો ને તેમાં થઇને રમતી રમતી વહેતી નાનીમોટી નદીઓના ફળદ્રુપ મનોહર કિનારાઓ,

કિસમકિસમના લોકોની વસ્તીવાળાં ભાતભાતનાં શહેરો અને નાનાંનાનાં મનોહર ગામડાંઓ પથરાએલાં છે. એ બધાં વટાવતાં, અનેક જાતની મુસીબતો વેઠતાં સાહસો ખેડતાં ને ગમ્મતો ઉડાવતાં, કેટલી યે અજવાળી દુધ જેવી રાતો અને ઢળતા છાયાનાં શાન્ત મધ્યાહ્નોમાં કલ્લોલ કરતાં અમે કરેલી મુસાફરીઓ જીંદગીભર યાદ રહેશે.

વણઝારની સફરમાં ઉંટ કરતાં હાથી બહુ ઉપયોગી ને કિંમતી પ્રાણી ગણાય છે. કારણકે રસ્તામાં લુટારાઓ કે એવા બીજા રંજાડ કરનારાઓનો ભેટો થાય તે વેળા તેઓ ઉંટને ખુશીથી લુટી લઈ શકે છે, પરંતુ હાથી પાસે ઢુકવાની પણ તેમની હિંમત ચાલતી નથી; કેમકે એ તો પાસે આવનારની બરોબર ખબર લઈ નાખે. વળી હિંસક પ્રાણીઓ ને જંગલમાં વસતાં માણસો યે હાથીથી બહુ ડરે. આ બધાં કારણોને લીધે જ્યારેજ્યારે વણઝાર જોડે કંઈ કિંમતી જરજવાહીર કે એવી વસ્તુઓ મોકલવી હોય ત્યારે ઘણુંખરૂં કિરીટની જરૂર પડતી અને અમે મુસાફરીએ ઉપડતા.

એક વખત એક રાજાનો મોટો મણિ કોઇ દૂર દેશની રાજકુંવરીને પહોંચાડવાનો હતો. તે એટલો તો તેજસ્વી હતો કે મધ્યાહ્નના તડકામાં મુક્યો હોય તો પ્રકાશથી ઝળાંઝળાં થઇ રહેતો ને તેની સામે નજર પણ ઠેરવી શકાતી નહિ. તેની બે બાજુ બે વીરકથાઓ કોતરેલી હતી: એક બાજુ વીરનરોની ને બીજી બાજુ દેવતાઓની.

શહેર છોડ્યે બેએક દિવસ થયા પછી એક રાત્રે અમે એક જંગલમાં નદીકાંઠે પડાવ નાખ્યો. આવી અદ્ભુત રાત મેં જીંદગીમાં અગાઉ કદિ જોઇ નથી. રાતના આશરે નવેક

વાગ્યાનો શુમાર હશે. બધે અંધારૂં ઘોર હતું અને ઝાડને મથાળે જાણે તેજસ્વી કુંપળો ઉગી હોય એવા તારા ચમકતા હતા. હાથીપર બેઠાંબેઠાં નીચે નજર કરી તો ત્યાં પણ સઘળે જંગલી પ્રાણીઓની આંખો અંધારામાં મારી સામે ચમકતી હતી. જ્યાં નજર કરૂં ત્યાં ચોમેર જાણે તેજસ્વી આંખો જ ચમકતી મને દેખાતી. કિરીટ નીરાંતે આમતેમ ડોલતો ઝોલાં ખાતો હતો.

એવામાં મેં એક ટીટોડીની આછી ચીસ સાંભળી. તે હજુ શમી નહોતી, ત્યાં કોઇ ઘુવડે તે ઉપાડી લીધી હોય તેમ ઘુવડની સંભળાઈ. અને પછી, જાણે એ ચીસ વહી લાવતો હોય એવો વનવાગળાંની પાંખોનો સુસવાટ ઝાડોનાં પાંદડાંમાં વ્યાપી રહ્યો; તે પછી, પથ્થર પરથી પાણી વહે તેમ, તે સુસવાટ જાણે સરસર કરતો ઝાડ પરથી નીચે ઉતરી જમીનમાં શમી ગયો હોય એમ લાગ્યું. મેં નીચે નજર કરી તો એક જંગલી કુક્કર ચરતો હતો. ફરી પાછી બધે શાંતિ વ્યાપી રહી.

એકાએક મેં નીચે જંગલી બિલાડાની લીલી આંખો અંધારામાં ચમકતી જોઇ. અને પછી તો, જાણે મારી આંખો અંધારામાં ટેવાઇ ગઇ હોય તેમ, નાનીમોટી દરેક વસ્તુ મને દેખાવા લાગી. જાળાંઝાંખરાંમાં આમતેમ દોડતાં નોળિયાં અને ઝડપથી પસાર થઇ જતાં વનિયર હું જોઇ શકતો હતો. થોડે દૂર કોઇ સાબર કુંળું ઘાસ ચરતું હતું તેનો અને વારેવારે ઝાડના થડ સાથે શીંગડાં ઘસતું તેનો અવાજ સંભળાતો હતો. એવામાં ઓચીંતો એક મોટો છીંકોટો સંભળાયો ને આ બધા નાના અવાજો શમી ગયા. ચોમેર બીહામણી શાંતિ ફેલાઇ ગઇ. થોડી વારે એક લોંકડીની ચીસ અને ત્યાર પછી વાઘનો ઘુરકાટ સંભળાયાં; પરંતુ તે તરત શમી ગયાં. હું તો જમીનથી અદ્ધર

હતો એટલે મને કશી બીક નહોતી, કારણકે મારી વાસ અદ્ધર હવામાં જ ઉડી જતી હોવાથી નીચેનાં [illegible]ણીઓને મારી—માણુસની ગંધ આવે તેમ નહોતું.

ધીમેધીમે આ બધા અવાજ શમી ગયા ને ફરીથી જંગલ આખામાં શાંતિ ફેલાઇ ગઇ. એવામાં મેં હાથીઓના ટોળાને નદીમાં નહાવા જતું જોયું. સંધ્યાના ઝાંખા પ્રકાશમાં કાળાં વાદળાં ફુએ તેમ, લેશમાત્ર અવાજ કર્યા વિના તેઓ પાણીમાં પડ્યા. હું ઉપર બેઠોબેઠો તેમને એકબીજાની સુંઢના આંકડા ભીડી રમત કરતા અને નદીમાંનાં કુંળાંકુંળાં કમળો ચરતા જોઇ શકતો હતો. એવામાં ધીમેશથી આકાશમાં ચંદ્રનો ઉદય થયો, ને તેના ઝાંખા મધુરંગી પ્રકાશમાં, જાણે નિર્મળ પાણીના આછા પડદા સોંસરો જોતો હોઉં તેવું રમણીય એ દૃશ્ય મને દેખાવા લાગ્યું. કાંઠાપર નાનાંનાનાં હાથીનાં બચ્ચાં સુંઢ વડે પાણી ખેંચીને જરા પણ અવાજ થવા દીધા વિના એકબીજા પર કેમ છંટાય તે શીખતાં હતાં. થોડીવારે તેમનું આ નાવણ પુરૂં થયું ને સૌ બહાર નીકળી રસ્તે પડ્યા; પણ તે એટલી ચુપકીથી, કે ચમકતા તારા જેવાં જળબિંદુઓ તેમના શરીર પરથી નીચે લીલોતરીમાં સરી પડતાં તેનો અવાજ સાંભળીને જ માત્ર તમે કહી શકો કે એ બધા નાહ્યા હતા.

આ બધું કિરીટને લલચાવવા માટે બસ હતું. હવે તે ઝાલ્યો રહે તેમ નહોતો. તેને પણ એ ટોળાની પાછળ જવું હતું. મહામુસીબતે હું તેને ત્યાં જતો તો ખાળી શક્યો; પણ મારી ગમે તેટલી સમજાવટ અને વીનવણી છતાં તે નદીમાં જઇને તો પડ્યો જ. તેની પીઠ પરની ગાદી તથા તે સાથે બાંધેલો બધો સરસામાન ભીંજાઇને તરબોળ થઇ ગયાં અને

મારે તરીને કાંઠે આવતા રહેવું પડયું. પેલો મણિ મારી છાતી પર બાંધી રાખેલો હોવાથી સલામત હતો.

કાંઠે આવીને એક ઝાડ પર ચડી હું કિરીટના આવવાની રાહ જોતો બેઠો. હું એક ડાળ ઉપર બેઠો હતો એવામાં મેં બે ઝીણી તેજસ્વી આંખો મારા તરફ તગતગતી જોઇ. મેં ખુબ ધ્યાનપૂર્વક તેની સામે જોયા જ કર્યું. એક ધીમી કંપારી મારા શરીરમાંથી પસાર થઇ ગઈ. પણ મેં આજે ન બીવાનો નિશ્ચય કર્યો હતો; કારણકે હું જાણતો હતો કે માણસો જંગલી પ્રાણીઓથી બીએ છે અને તેમને તિરસ્કારે છે તેથી જ જંગલી પ્રાણીઓ તેમને રંજાડે છે; તેમનાથી જરા પણ ડર્યા વિના—તેમની દરકાર સરખી કર્યા વિના, જાણે કંઇ ન હોય તેમ, હિંમતથી રહેનારને તેઓ કશી ઇજા કરી શકતાં નથી.

એટલે મેં તો હિંમતપૂર્વક એ તગતગતી આંખો સામે મારી આંખો ઠેરવી તાકીને જોવા માંડયું. ને તમે શું ધારો છો? એ આંખો તરત જ મીંચાઇ ગઈ! ચંદ્રના અજવાળામાં મેં જોયું તો, હું બેઠો હતો તેની તદ્દન નજીકની જ એક ડાળ ઉપર વીંટળાઇને એક મોટો સાપ પડેલો હતો તેની એ આંખો હતી.

પણ એવામાં એકાએક ભયાનક ચીસો ને ચીચિયારીઓથી આખું જંગલ ખળભળી ઉઠયું. દૂરથી દોડયાં આવતાં પશુઓની ખરીઓની તડબડાટીના અવાજ મેં સાંભળ્યા. ધીમેધીમે આ ખળભળાટ વધતો જ ગયો, અને એ શાંત રાત્રિની શીતળતામાં અગ્નિની કોઇ કારમી જીભ લબકારા મારી રહી હોય એવો મને ભાસ થયો. એવામાં પેલો સાપ ધીમેથી ડાળી ઉપરથી સરકીને નીચે ઉતરવા લાગ્યો. બરોબર મારા હાથનાં આંગળાં

ઉપર થઇને તેનું ઠંડું લીસું શરીર પસાર થઇ ગયું; પણ મેં તો જરાપણ ન ડરવાનો નિશ્ચય જ કર્યો હતો, એટલે હું તો તે દરમ્યાન રજમાત્ર હલ્યા કે ડર્યા વિના શાંતિથી બેસી રહ્યો. એક પળમાં તો તે જતો રહ્યો.

તરત જ મારી નજર, નીચે ઉભીને મારા તરફ છીંકોટા નાખતા કિરીટ પર પડી. હું પામી ગયો કે આજ જંગલમાં કંઈ અજબ નવતર બનવાનું છે, એટલે તરત હું તેની પીઠ પર કુદી પડયો; અને જેવો હું ત્યાં બેઠો કે કિરીટ ઝપાટાબંધ ઉપડયો. એટલામાં મેં વાઘનો ધીમો ઘુરકાટ સાંભળ્યો. એ ઘુરકાટ તેની ખુન્નસનો કે શિકાર કરતી વેળાના જેવો નહોતો, પણ રક્ષણ અને સહાય માટે કોઇ પ્રાણી દયામણો કકળાટ કરતું હોય તેવો હતો. હું ને કિરીટ ટેવાએલા હોવાથી જંગલમાંથી બહાર નીકળી મનુષ્યના રહેઠાણ તરફ જવાનો રસ્તો અમને વહેલો જડે તેમ હતું.

ઝપાટાબંધ રસ્તો કાપતા હોવાથી સવારનું ભળભાંખરૂં થતાંમાં તો અમે એક નાના ગામડા આગળ આવી પહોંચ્યા. ત્યાં તો હજી સૌ સુતું હતું. પાછળ નજર કરી તો મેં હરણ, ચિત્તા, જંગલી બિલાડા, ડુક્કર અને બીજાં અનેક નાનાંમોટાં પ્રાણીઓનાં ટોળેટોળાં બીકથી થરથરતાં અમારી પાછળપાછળ આવતાં જોયાં.

જંગલ પરથી કાળાં વાદળાંના ગોટેગોટા ઉઠતા દેખાયા. એવામાં પહો ફાટયો તો મને જણાયું કે એ ગોટા ધુમાડાના હતા. સવારનો પવન વાવા લાગ્યો, પણ તે શીતળને બદલે ગરમ હતો. થોડી જ વારમાં લીલાં પાંદડાં સળગતાં હોય એવી વાસ આવવા લાગી. જંગલમાં દા' લાગ્યો હતો.

અરધીએક કલાકમાં અમે ગામડામાં પહોંચી ગયા. સુરજ ઉગી ગયો હતો. ચિત્તાઓ, જાણે નાનાં નિર્દોષ બાળકો હોય તેમ, ઘરોની ભીંતોને ઓથે આવીને ભરાયા; ગેંડા છીકોટા નાખતા, ડાંગરનાં ખેતરોમાં સંતાવા દોડ્યા; વાઘ ખુલ્લા મેદાનમાં આવીને સળગતા જંગલ સામે શાંતિથી જોતો બેઠો; હરણાં, સાબર, લોંકડીઓ ને બીજાં પ્રાણીઓ, કોઇ તળાવમાં તો કોઇ નદીને કાંઠે, જેને જ્યાં ફાવ્યું ત્યાં જઈ ઉભાંઉભાં સળગતા દવ સામે જોતાં હતાં. કુદરતી પ્રેરણાથી જ તેઓ સમજતાં હતાં કે માત્ર પાણી જ એક એવી વસ્તુ છે કે જ્યાં અગ્નિ પહોંચી ન શકતો હોવાથી તેઓ સલામતીથી આશરો લઇ શકે. તરત જ અગ્નિની લાલચોળ જીભો ઝાડપાન અને વનસ્પતિને સ્વાહા કરતી અમને દેખાઈ. આખા પ્રદેશ પર ધગધગતું વાતાવરણ પથરાઇ રહ્યું.

હવે તો હું ગમે તે પ્રાણીની પાસે જઇને તેને માથે હાથ ફેરવી શકતો હતો. એ બધાંને માથે એકસરખા આપત્તિ આવી પડેલી હોવાથી તેઓ પોતાનો અંદરઅંદરનો—હિંસક શિકારી અને શિકારનો—સંબંધ ભુલી ગયાં હતાં. વાઘ, હાથી, માણસ, હરણ—સૌકોઇ એકમેકને પડખે ઉભાં હતાં! વાઘના બીહામણા પટા, માણસનું ડરપોકપણું ને હરણનો ભય—બધું જાણે અદૃશ્ય થઇ જઇને સૌ મિત્રતાની ગાંઠથી બંધાયાં હોય એમ લાગતું હતું. આત્માઆત્માના સામાન્ય સંબંધથી જોડાએલાં સૌ ભાંડુ હોઇએ એમ અમે એકબીજાની સામે જોતાં હતાં. આ દેખાવથી મારી ખાતરી થઇ ગઈ કે વનસ્પતિ, પ્રાણી કે મનુષ્ય—દરેકમાં આત્માનું એક જ પ્રકારનું ચેતન રહેલું છે એવું જે આપણે માનીએ છીએ તે સાવ સાચું છે. પ્રાણી-

ઓની ભયંકર આંખોમાં કે માણસના ચંચળ મનમાં—બધે તે પરમ શક્તિમાન સરજનહારના ચેતનના અંશરૂપ એકસરખો પ્રાણ જ ધબકી રહ્યા છે.

જોતજોતાંમાં જંગલ આખું બળીને કોયલો થઇ ગયું. વાઘે માથું નીચું ઘાલી પોતાના બે પંજા વચ્ચે મોં સંતાડી દીધું; જંગલબિલાડાં પેટમાં મોં ખોસી ગુંચળું વળી ગયાં; આ ભયાનક દેખાવ કોઇથી જોયો જાય એમ નહોતો.

જેમજેમ હું કિરીટ તરફ ને બીજાં પ્રાણીઓ તરફ જોતો ગયો તેમતેમ મને સમજાતું ગયું કે કિરીટ અને હું એકબીજાને આટલા બધા કેમ ચાહીએ છીએ. અમારો બંનેનો આત્મા એક હતો. હું તેને માટે બંસી બજાવતો તે સાંભળીને એનાપર ભારે ઉંડી અસર થતી. મને લાગ્યું કે હું જો તેની પેઠે મુંગો હોત તો એના મનના ભાવ વધારે સારી રીતે સમજી શકત. જંગલના એ દાવાનળે મને આ પાઠ શીખવ્યો કે પ્રાણીઓથી લેશમાત્ર પણ ડરવું નહિ કે તેમને ધિક્કારવાં નહિ. તેમનામાં રહેલો આત્મા અને આપણામાં વસેલો આત્મા, બંને તે પરમાત્મા ઇશ્વરના જ અંશ છે.

આ મુસાફરી પુરી કરીને ઘેર આવ્યા પછી અમે કિરીટને જંગલમાંથી ઇમારતી લાકડાં કાપી લાવનાર ધંધાદારીઓને ત્યાં કામે વળગાડયો. થોડા જ દિવસમાં તે આ ધંધામાંનું પોતાનું કામ શીખી ગયો. લાકડાનાં મોટાંમોટાં તોતીંગ બીમને તે જંગલમાંથી બહાર મેદાનમાં ઘસડી લાવતો ને નાનાં બીમને તો સુંઢ વડે ઉચકી એક પર એક મુકી સરખાં ગોઠવતો. અને એ ગોઠવણીમાં પણ તે એટલો બુદ્ધિશાળી હતો કે તેનો

ગોઠવેલો ઢગલો હમેશાં ચોકખો ને પ્રમાણસર જ હોય. જયારે-જયારે કોઇ બહુ ભારે બીમ ઉપાડવાનું આવતું ત્યારે એક બીજો મોટો હાથી કિરીટને મદદ કરતો. તે બંને જણ બીમના બંને છેડા સુંઢ વડે પકડી તેને ઉચકીને ગાડામાં ગોઠવતા.

આ વેળા લાકડાં કાપવાનાં યંત્રો ને મોટરગાડીઓ આપણે ત્યાં દાખલ થવા માંડયાં હતાં. હાથીઓ મોટાંમોટાં લાકડાં જંગલમાંથી ખેંચી લાવી સંચાઓ આગળ ઢગલા કરતા. પછી એ લાકડાં બધાં સંચામાં જઇ માપસર કપાઇ બહાર પડતાં; અને ફરી પાછા હાથીઓ એના સરખા ઢગલા રચી ગોઠવતા.

લાકડાં કાપવાના આ સંચા ચલાવનાર બે ગોરા હતા. તેઓ માંસ ખાતા અને દારૂ પણ બહુ પીતા. કોણ જાણે કેમ, કિરીટને આ ગમતું નહિ. તેને જેમ માંસાહારી હિંસક વાઘ નહોતો ગમતો, તેમ આ માંસાહારી ગોરા પણ ગમતા નહોતા. તે એમનાથી લેશમાત્ર ડરતો નહિ કે તેમને ધિક્કારતો નહિ; પણ તેનામાં એ લોકો તરફ એક જાતનો અણગમો પેદા થયો હતો. અને પેલા ગોરા તો તદ્દન અજડ જ હતા. એમને ભાન પણ નહોતું કે દરેક પ્રાણીની પેઠે હાથીને પણ આત્મા હોય છે.

રોજ સવારે સાડા પાંચે ઉઠીને કિરીટ કામ પર જતો. બપોર થાય એટલે હું એને નવડાવી તેના છાપરામાં લઇ જઇને બાંધતો; બપોર ઢળ્યે તે પાછો કામ પર ચડતો તે સાંજ પડતાં છુટતો. રાત્રે તેને છાપરામાં બાંધી દઇને હું બહાર ખુલ્લા મેદાનમાં ખાટલો ઢાળી સુતો.

એક દહાડો રાત્રે મેં અચાનક કિરીટને ખુબ ચીસો પાડતો સાંભળ્યો. ખાટલામાંથી બેબાકળો કુદીને હું છાપરામાં ગયો. જોઉં છું તો પેલા બે ગોરા એન્જીનીઅરો દારૂ પીને કિરીટને

સતાવતા હતા અને દીવાસળીઓ સળગાવીને તેના તરફ ફેંકતા હતા. બધાં પ્રાણીઓની પેઠે કિરીટ પણ અગ્નિથી બીતો હોવાને લીધે ચાસો પાડતો હતો.

મેં પેલા ગોરાઓને આ તોફાન કરતાં વાર્યા. પણ એ તો પીધેલા હતા, એટલે મારૂં ન માનતાં ઉલટા મને ગાળો દેવા લાગ્યા અને વધારે વધારે દીવાસળીઓ કિરીટ તરફ ફેંકવા લાગ્યા.

બીજો કાંઇ ઉપાય ન હોવાથી મેં હાથીને બાંધેલી એક સિવાય બધી સાંકળો છોડી નાખી. હાથીને બાંધવાની સાંકળો જમીનમાં પાંચ છ ફુટ ઉંડે દાટીને સીમેન્ટ તથા ચુનાથી મજબુત ધરબી દીધેલી હોય છે. આવી સાંકળો હાથી તોડી નથી શકતો. તેથી મને બીક લાગી કે રખેને પેલા ગોરાઓનાં અટકચાળાંથી છાપરૂં સળગી ઉઠે ને કિરીટ ભયમાં આવી પડે. તેથી મેં એક સિવાયની બીજી બધી સાંકળો છોડી નાખી. એ એક સાંકળ તો તે ખુશીથી તોડાવી નાખી શકે તેમ હતું. પણ એવો કંઇ અકસ્માત બન્યા વિના રાત તો વીતી ગઈ.

એક દિવસ બપોરે કામથી છુટી કિરીટને છાપરામાં બાંધી હું આરામ લેવા જરા ખાટલામાં આડો પડયો હતો, એવામાં મેં કિરીટને પાછો તે રાતના જેવી જ ચાસો પાડતો સાંભળ્યો. જઇને જોયું તો આજે પણ પેલા ગોરાઓ નવરા પડેલા હોવાથી, દારૂ પીને હાથી તરફ દીવાસળીઓ ફેંકી ચીડવતા હતા. છાપરા પર પરાળ છાએલું હતું અને ભીંતો વાંસની ખપાટો પર માટી છાંદીને બનાવેલી હતી. મેં ગોરાઓને વાર્યા. પણ મારૂં સાંભળે કોણ? એવામાં મેં કિરીટ પાસે પડેલા ઘાસના ઢગલામાંથી ભડકો નીકળતો જોયો! કિરીટ એ જોઇને સુંઢ ઉંચી કરીને કારમી ચીચિયારી પાડી ઉઠયો. મને ફાળ

પડી કે તે બળી મરશે, એટલે ઝટપટ મેં તેની સાંકળો છોડવા માંડી. હજી તો હું છોડી પણ નહોતો રહ્યો, ત્યાં તો એ તોડાવીને બહાર ધસ્યો. એ અડફેટમાં એક ગોરો આવી ગયો. તેને તેણે પોતાના પગ નીચે ચગદી એ જ પળે પુરો કરી દીધો!

છાપરાની બહાર આવીને તે વધારે ને વધારે જોરથી બરાડા પાડવા માંડ્યો અને ચોમેર પોતાની સુંઢ ધુમાવતો ગાંડો બની આમતેમ દોડવા લાગ્યો. હું તરત જ પામી ગયો કે કિરીટ દીવાનો થઈ ગયો છે, અને અત્યારે કોઇ પણ ચીજ તેના પંજામાંથી સલામત છટકી શકે તેમ નથી. એટલે હું તો ઝડપથી એક મોટા વડના ઝાડપર ચડી ગયો ને કિરીટની સુંઢ ન પહોંચી શકે એટલે ઉંચે પાંદડાંમાં જઇ ભરાયો.

કિરીટે પહેલો ધસારો, બહાર ચીફ એન્જીનીઅરની મોટર પડી હતી તેના ઉપર કર્યો. થોડી મિનિટમાં તો તેણે એનો ચગદીને એવો ચુરો કરી નાખ્યો કે જમીન પર માત્ર દબાઈ ગએલાં પતરાંનો ઢગલો થઇ રહ્યો! તેના પર ક્રોધથી ગાંડો અને વિકરાળ બનેલો કિરીટ નાચતો હતો. એવામાં તેણે ચીફ એન્જીનીઅર તથા બે માણસોને બંગલાની ઓસરી આગળ ઉભેલા જોયા અને તેમના તરફ ધસ્યો. પણ પેલાઓએ વેળાસર ચેતીને વહેલાવહેલા બંગલામાં ભરાઇ બારણાં મજબુત વાસી દીધાં.

કિરીટે ગુસ્સામાં બંગલા પર હુમલો કરી તેનું છાપરૂં વીખી નાખ્યું. પણ ત્યાં કોઇ ન જણાવાથી તે ત્યાંથી પાછો ફર્યો અને બેએક અઠવાડિયાંથી નવી ઉભી કરેલી બે નાનકડી કૅબિનો તરફ ધસ્યો. થોડી જ પળમાં તે પણ જમીનદોસ્ત થઇ ગઇ. એવામાં થોડે દૂર એક આખલો ચરતો હતો તેના પર કિરીટની નજર ગઇ. ધુંધવાટા નાખતો તે આખલા તરફ ધસ્યો

ને તેની ગરદન આસપાસ સુંઢનો ભરડો લઇ તેને ઉંચે હવામાં ઉછાળ્યો. બીજી પળે આખલો મડદુ થઇ જમીન પર પડયો. થોડી વાર આમતેમ ઘુમી કિરીટ ત્યાંથી નાઠો અને થોડી જ ક્ષણમાં અદૃશ્ય થઈ ગયો.

એક પખવાડિયા સુધી મેં તેની શોધ કરી, પણ કશો જ પત્તો લાગ્યો નહિ. મેં આશા રાખી હતી કે તે મારી કને પાછો તો આવશે જ; પણ વ્યર્થ. તે પાછો ફર્યો જ નહિ. આજની ઘડી સુધી તેનું શું થયું તે કોઇ જાણતું નથી.

આ રીતે, મારા મિત્ર જેવો—મારા ભાઇ જેવો એ હાથી હું ખોઇ બેઠો. જોકે કિરીટ પોતે તો મારી કનેથી ગયો જ છે, પરંતુ તેનો ને મારો આત્મા તો હજી જોડાએલો જ છે; અને અમે એકબીજાને કદિ ભુલવાના નથી.